# માનવવિચાર

અને

# તેની શક્તિઓ.



જે પુરુષ કરશે મનમાંહિ

[illegible] નહિ દુર્લભ કાંઈ

( [illegible] )

ભીમાશંકર શર્મા.

# માનવવિચાર અને તેની શક્તિઓ.

## [ બે ખણ્ડમાં. ]

( સ્વર્ગીય શ્રીયુત જેમ્સ એલન કૃત ' ઍઝ એ મૅન થિન્કેથ ' અને ' આઉટ ફ્રૉમ ધિ હાર્ટ ' નામક પુસ્તકોનો ગુર્જર અનુવાદ )

અનુવાદક,

**વિદ્યાર્થી ભીમાશંકર ભુરાલાલ શર્મા.**

મુંબાઇ.

પ્રકાશક,

**મોરેશ્વર વિશ્વેશ્વર દવે.**

ઠે. જયનારાયણ સીતારામનો માળો,
કૃષ્ણસવાડી બીજી ગલી; મુંબઇ, નં. ૨

| પ્રથમાવૃત્તિ | મૂલ્ય | વિક્રમ સંવત |
| --- | --- | --- |
| ૧૦૦૦ | ૦-૮-૦ | ૧૯૭૪ |



# સમર્પણ

**પરમપૂજ્ય તીર્થસ્વરૂપ પિતાશ્રી,**

સંસારમાં કેટલાક નિષ્ઠુર જનકો પોતાની સંતતિને શૈશવાવસ્થામાંજ જગત્‌ની દયાપર છોડી દે છે: કેટલાક મધ્યમ પ્રકારના પિતાઓ પોતાનાં સંતાનોને યથેચ્છ ખાનપાન આપી, સ્વચ્છન્દ વિહરવા દઇ, વારસામાં ચંચલ ચંચલા મૂકી જવામાંજ પોતાના કર્તવ્યની ઇતિશ્રી સમજે છે; જ્યારે ઉત્તમ પ્રતિના જન્મદાતાઓ, પોતાની સ્થિતિ હોય તો ઠીક, નહિ તો પોતે અનેક પ્રકારની શારીરિક, માનસિક તેમજ આર્થિક આપત્તિઓ સહન કરીને પણ અમૂલ્ય અને અવિનાશી એવું જ્ઞાન-ધન આપી જાય છે.

કેટલાક પિતાઓની હૃદયભૂમિકા વાત્સલ્યથી કેવલ વિહીન હોય છે; કેટલાક પિતાઓ પુત્ર પુત્રીઓની નૈસર્ગિક સ્વતંત્રતાનું અપહરણ કરવા માટે જગત્‌ને દર્શાવવા ખાતર ખોટો પ્રેમ રાખે છે; જ્યારે સ્વનામધન્ય સાધુચરિતજનકો પોતાની સંતતિ પ્રત્યે સંસાર-

ના દરેક પ્રસંગે પ્રેમની પરાકાષ્ઠા દર્શાવે છે અને 'પુત્ર ભલે ગમે તેવો નિવડે કિન્તુ પિતાનો પ્રેમ તો સદા અપ્રતિમજ રહેવાનો' એ સત્ય લોકોક્તિને ચરિતાર્થ કરી દેખાડે છે.

આપે મારે માટે સર્વ ઉત્તમ પ્રકારનુંજ કર્યું છે—કરી રહ્યાછો—તેનું પરિણામ મારી આ આજની કૃતિ છે. કૃતજ્ઞ અને પિતૃભક્ત પુત્રો પોતાના સ્વર્ગસ્થ પિતાઓને પોતાની કૃતિઓ અર્પણ કરે છે અને પિતૃઋણમાંથી કિંચિદંશે મુક્ત થાય છે. તો એવો કયો મૂર્ખ પુત્ર હશે કે જે પોતાના પ્રભુતુલ્ય વિદ્યમાન પિતાને પોતાની કૃતિ ન સમર્પે?

અસ્તુ; મેં જે કાંઇ પ્રાપ્ત કર્યું છે તે હે તાત! આપની કૃપાનુંજ ફલ છે. તે આપને અર્પણ કરૂં તો તેમાં હું મારૂં કર્ત્તવ્ય બજાવવા સિવાય વિશેષ કાંઇપણ કરતો નથી. અને આપને અર્પણ ન કરૂં એટલો મૂર્ખ હવે હું આપની કૃપાથી રહ્યો નથી.

તો મારી આ પ્રથમ ક્ષુદ્ર સાહિત્ય કૃતિ આપના ચરણોમાં પ્રણામ પુરઃસર સમર્પણ કરૂં છું તેનો આપ સ્વીકાર કરશો. અને ભવિષ્યમાં આપની, આપણા કુટુમ્બની, સમાજની, સાહિત્યની અને એ રીતે ભારત-જનનીની સેવા કરવાનું આત્મ-બલ મને પ્રાપ્ત થાય એવો આશીર્વાદ આપી કૃતાર્થ કરશો.

હું છું,

આપનો નિરન્તર ઋણી પુત્ર—

ભીમાશંકર શર્મા.

# મૂલ ગ્રન્થકારની ભૂમિકા.

---

## ( માનસોદ્‌ગારમાંની )

ચિન્તન તથા અનુભવના પરિણામરુપ આ લઘુગ્રન્થ, જેને વિષે વિશેષ લખાયું છે એવા વિચાર–સામર્થ્યના વિષય પર, સમ્પૂર્ણ નિરૂપણ સમાન નીવડે એવો ઇરાદો નથી. આ, ઉપદેશરૂપ હોવા કરતાં, સૂચક વિશેષ છે: અને એનો ઉદ્દેશ, સ્ત્રી–પુરૂષોને આ સત્યની શોધ તથા અનુકરણ, કરવા માટે જાગૃતિ આપવાનો છે કે, જે વિચારો તેઓ પસંદ કરે છે અને જે વિચારોને તેઓ ઉત્તેજન આપે છે તેજ સદ્વિચારોની સહાયતાથી–

'તેઓ પોતે પોતાનાં નિર્માણકર્ત્તા છે;'

અને મન, ચારિત્રનાં આન્તર વસ્ત્રોનો અને સંયોગનાં બાહ્ય વસ્ત્રોનો સર્વ શ્રેષ્ઠ સાળવી છે; અને આજ પર્યન્ત જેમણે અજ્ઞાન તથા દુઃખમા રહી એ કાર્ય કર્યું હોય તેઓ જ્ઞાન તથા સુખમાં રહી કરી શકે.

## ( હૃદયોદ્‌ગારમાંની )

'પૂર્ણ આત્મોન્નતિ કરવી એ સૌ ઉન્નતિ અને નૈતિક વિકાસનું મૂલ છે' એવું કૉન્ફ્યુસિયસનું કથન છે. આ સિદ્ધાન્ત જેટલો ગૂઢ તથા વ્યાપક છે તેટલોજ સરલ, અભ્યાસ કરવા યોગ્ય અને સ્પષ્ટ છે. કારણ કે આ સંસારમાં પૂર્ણ સ્વોન્નતિ કરવાની અપેક્ષા

જ્ઞાન પ્રાપ્ત કરવાને અથવા સંસારને સહાયતા કરવાને માટે બીજો એકે વિશ્વસનીય માર્ગ નથી, આત્મોન્નતિ કરતાં કોઇ પણ કાર્ય અધિક ઉદાર અથવા કોઈ પણ શાસ્ત્ર અધિક ઉચ્ચ નથી. જે દોષ-રહિત કેમ થવાય એ શીખે છે, જે શુદ્ધ અન્તઃકરણવાળો થવા માટે પ્રયત્ન કરે છે, જે શાન્ત બુદ્ધિ પૂર્ણ અને સારી પેઠે જોનાર મનને પ્રાપ્ત કરવાની ઉચ્ચાભિલાષા રાખે છે, તે મનુષ્ય, મનુષ્યોને કરવા યોગ્ય કાર્યો પૈકી સૌથી ઉદાત્ત કાર્ય કરી રહ્યો છે. તેનું પરિણામ એક નિયમ બદ્ધ, આનન્દિત અને સૌન્દર્યમય જીવનમાં પ્રત્યક્ષ અનુભવવામાં–વિલોકવામાં–આવે છે.

બ્રૉડ પાર્ક એવૅન્યુ,
ઇલ્ફ્રેકોમ્બ; ઇંગ્લૅન્ડ.

જેમ્સ એલન.



# ઉપોદ્ઘાત.

**પોતાની** ઉન્નતિની અભિલાષા ન રાખતો હોય એવો એક પણ આત્મા સંસારમાં નહિ હશે. તથાપિ એ પણ સત્ય છે કે ઉન્નતિ કરવાના ઉચિત માર્ગોથી સુપરિચિત મનુષ્યો પણ સંસારમાં અતિ અલ્પ હશે. ભારતના વિદ્યાર્થીસમાજનો વર્ત્તમાન ભયંકર કિન્તુ કરૂણાજનક હ્રાસ જોઇ કયા વિચારશીલ બન્ધુને શોક નહિ થતો હશે? વિદ્યાર્થીઓની અનેક પ્રકારની અવનતિનાં દર્શન કરી કયા સુહ્રદયી સજ્જનને અનુકમ્પાની લાગણી નહિ થઇ હશે? અને એવા અધોગતિ પામેલા શિક્ષિત સમાજથી બનેલી ભારત જનતાની પણ તેવીજ દશા હોય તેમાં શું આશ્ચર્ય છે? પોતાના પૂર્વ જ્ઞાન-ગૌરવનું જેણે વિસ્મરણ કરી દીધું છે એવી ભારતીય પ્રજાની સત્વર ઉન્નતિ કેમ થાય એ વિચાર દેશના પ્રત્યેક હિતૈષીના હ્રદયમાં રાત્રિદિન રમી રહેલો છે એ આ દેશના તથા દેશની પ્રજાના સદ્-ભાગ્યની વાર્ત્તા છે. એ અતિ ગંભીર તથા ગૂઢ સમસ્યા છે. તેનો ઉકેલ પંડિતજનો વિવિધ દૃષ્ટિથી કરવા ઇચ્છે છે.

અનેક દેશહિતૈષીઓ ધારે છે તેમ આ લખનારનો પણ એવો નમ્ર કિન્તુ દૃઢ અભિપ્રાય છે કે, ભારતવાસીઓની અવનતિ જેમ અનેક પ્રકારે થઈ છે તેમ ઉન્નતિ પણ અનેક પ્રકારનાં સાધનોથીજ થશે. એ સાધનો વિવિધ વિદ્વાનો વિવિધ દર્શાવે છે. જ્યારે એક **પ્રજા વિચાર નિરંકુશતાના શુષ્ક પ્રદેશમાં ભ્રમણ કરવા માંડે છે ત્યારે તેની અનેક પ્રકારે અધોગતિ થવા માંડે છે.** મનઃસંય-

મના અભાવથી પ્રજા અનેક પ્રકારનાં પાપાચરણો કરવાનો આરંભ કરે છે. સર્વ પ્રકારની ઉન્નતિનો મૂલ મંત્ર મનોનિગ્રહ–**સંયમ** તથા 'વિચારવિશુદ્ધતા' છે.

એ ચિત્ત–સ્થિરતા, એકાગ્રતા કિંવા શાન્તિ તત્વવિત્ ત્રિકાલજ્ઞ યોગીજનોમાં–**આર્ય** પ્રજાના આદર્શ **ઋષિવરોમાં** પૂર્ણતયા વ્યાપેલી હતી. તેનાં એક નહિ પણ અનેક ઉદાહરણો આપણા ધર્મગ્રન્થો, કાવ્યો તથા નાટકોમાં દૃષ્ટિગત થાય છે. સાત્વિક વૃત્તિવાળા વિપ્રવરોમાં–જ્ઞાન અને તપોધન ઋષિવરોમાંજ–એ વાત હતી એમ નથી કિન્તુ અન્ય ક્ષત્રિય, વૈશ્યાદિ દ્વિજાતીઓમાં પણ મનઃશાન્તિ પ્રધાન હતી. કાવ્ય નાટકાદિના નાયકોમાંજ નહિ કિન્તુ ઉચ્ચ કોટિની નાયિકાઓ પણ વિચારશુદ્ધતાથી રંગાએલી હતી. આર્યજનો **વિચાર-સામર્થ્યથી** સુપરિચિત હતા.

હવે એ વિચારનું ઉત્પાદક કિંવા જન્મસ્થાન **મન** છે. તેથી કતિપય શાસ્ત્રીય ગ્રન્થોમાં મનને વશ કરવા માટે આજ્ઞારૂપે કિંવા વિધિરૂપે આદેશો છે **ભગવાન** શ્રી કૃષ્ણચન્દ્ર પણ પોતાની પિયૂષધારા શ્રીમતી **ગીતાના** પ્રત્યેક અધ્યાયમાં તે વિષે સ્પષ્ટ શબ્દોમાં ઉપદેશ કરે છે. આત્મસંયમયોગ નામક ષષ્ઠ અધ્યાયમાં **ભગવાન** વદે છે કેઃ—

तत्रैकाग्रं मनःकृत्वा यतचित्तेंद्रिय क्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥

એજ અધ્યાયમાં અર્જુન મનની ચંચલતા કેમ વશ કરવી તે વિષે જિજ્ઞાસુ થઇ પૂછે છે. તેના સમાધાનમાં **ભગવાન્** નિમ્નલિખિત અમૃતવચનોની મન્દાકિનીનો પ્રવાહ રેલાવે છે.

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येणच गृह्यते ॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥

વંદનીય મહર્ષિ **મનુ** પોતાની સ્મૃતિમાં ઉલ્લેખ **કરે છે:—**

तस्येह विविधस्यापि त्र्यधिष्ठानस्य देहिनः ।
दश लक्षण युक्तस्य मनो विद्यात्प्रवर्तकम् ॥

ઉપરના લેખનો **હેતુ પ્રાચીન** સાહિત્ય**માં** આ લઘુ પુસ્તક**માં** લાવવા ધારેલા સાહિત્યનો અભાવ નથી એ દર્શાવવાનો છે. **વેદાધ્યયન** તથા દેવગિરા**—સંસ્કૃત—**ના અભ્યાસના અભાવે આર્ય **પ્રજા** તે ઉચ્ચ આધ્યાત્મિક વિચારોના દર્શન તથા મનનથી વંચિત રહી **છે** એનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી.

**એ**જ કારણથી પ્રસ્તુત પુસ્તકનું વસ્તુ **અંગ્રેજી** ઉપરથી લેવામાં આવ્યું છે. બાહ્યાંગ **અંગ્રેજ** છતાં જેનો અંતરાત્મા આર્યત્વના રંગથી રંગાએલો હતો એવા પ્રસિદ્ધ આધ્યાત્મિક વિષયોના લેખક **સ્વર્ગસ્થ** મહાત્મા **જેમ્સ એલન**ના ' ઍઝ એ મૅન થિન્કેથ ' અને ' આઉટ ફ્રૉમ ધિ હાર્ટ ' નામક બે લઘુ કિન્તુ ઉપયોગી પુસ્તકો પરથી પ્રસ્તુત પુસ્તકનું શરીર નિર્માણ થયું છે. એની ઉદ્ભવકથા સંક્ષેપમાં કહું તો અસ્થાને નહિ લેખાશે.

સંયોગવશાત્ ઇ. સ. ૧૯૧૮ માં રાજસ્થાનના રમણીય નગર **જયપુર** જવાનું થતાં એક **ફારસી** જાણનાર મિત્ર પાસે ' As a

man thinketh ' નો ઉર્દુ અનુવાદ ' જૈસા ખ્યાલ વૈસા નતીજા ' જોવાનો પ્રસંગ મળ્યો. એ સાહિત્યરસિક સ્નેહીએ એમાંનો કેટલોક ભાગ મને વાંચી સંભળાવ્યો. મને તેમાં રસ પડયો અને તેમની સહાયતાથી મેં તેનું અક્ષરસઃ ગુજરાતી ભાષાંતર ત્યાંજ કરી લીધું.

ઇ. સ. ૧૯૧૬ માં **મુંબઈ** આવ્યા પછી તેમાં કેટલીક વૃદ્ધિ-પૂર્તિ કરી, અને કેટલાક સ્નેહીઓના આગ્રહથી તેને છપાવવાનો વિચાર કર્યો. તે ઉપરથી રા. **નારાયણ** વિસનજી **ઠક્કુર** કે જેમની પાસેથી હું અવારનવાર એ વિષયોમાં સલાહ લઉં છું તેમને એ વાત પત્રદ્વારા જણાવી. એમણે ' ઍઝ એ મૅન થિન્કેથ ' ના અનુ-સંધાન રૂપે લખાએલા ' આઉટ ફ્રૅામ ધિ હાર્ટ ( Out from the heart ) નો પણ અનુવાદ કરી બન્નેનું એક પુસ્તક બનાવી છપાવવા ભલામણ કરી. તદનુસાર ' આઉટ ફ્રૅામ ધિ હાર્ટ ' નો પણ **હિન્દી** ભાષાના અનુવાદોની સહાયતાથી અનુવાદ કર્યો, અને બન્ને પુસ્તકોનો વિષય એકજ હોવાથી ' માનવવિચાર અને તેની શક્તિઓ ' એવુ નામ આપી પ્રસ્તુત પુસ્તક તૈયાર કર્યું.

પ્રથમના ભાષાન્તરમાં **સ્વતંત્રતાથી** કામ લીધું છે, જ્યારે બીજા પુસ્તકનો અક્ષરસઃ અનુવાદ કર્યો છે. બન્ને પુસ્તકોમાંના મૂલ લેખકના ભાવોની રક્ષા કરવાનો પ્રયત્ન કર્યો છે. ' ઍઝ એ મૅન થિન્કેથ ' માં વાપરેલી સ્વતંત્રતા એટલીજ છે કે કેટલીક જગ્યાએ ઉદાહરણો આપી પ્રતિપાદિત વિષયની ગૂઢતા ઉપર વિશેષ સુગમતાનો પ્રકાશ નાખવાનો યત્ન કર્યો છે. પદ્યોને **પદ્યમાં** ઉતારવાનો યત્ન કવિત્વ દર્શાવવા માટે કર્યો નથી અને અનુવાદક પોતે કવિ હોવાનો દાવો પણ કરતો નથી. મૂલ પુસ્તકોની ભાષાથી પરિચિત પંડિત-

જનો તથા પ્રવીણ પાઠકો ન્યાયપૂર્વક મૂલ સાથે તુલના કરી જોશે તો મારા કથનની સત્યતાનો પરિચય થઇ જશે.

બન્ને પુસ્તકોનો વિષયક્રમ તથા બન્નેની પ્રકરણ—વ્યવસ્થા મૂલ પુસ્તકો પ્રમાણેજ રાખવામાં આવી છે. ' ઍઝ એ મૅન થિન્કેથ ' નું છેલ્લું પ્રકરણ ' શાન્તિ ', ત્યાંથી લઇ ' આઉટ ફ્રૅામ ધિ હાર્ટ ' કિંવા નૂતન વ્યવસ્થા પ્રમાણે, ' હૃદયોદ્‌ગાર ' ની અંતે અર્થાત પ્રસ્તુત ' માનવ વિચાર અને તેની શકિતઓ ' પુસ્તકની અંતે મૂકવામાં આવ્યું છે. ' માનસોદ્‌ગાર ' અને ' હૃદયોદ્‌ગાર ' ઉભય સાથે વાંચતાં ' શાન્તિ ' ની સમાપ્તિમાંજ સ્થાપના કરવી ઉચિત લાગ્યું છે. એ સિવાય અનુવાદની વ્યવસ્થામાં કાંઇ પણ પરિવર્તન કરવામાં આવ્યું નથી.

ઑાંગ્લ—સાહિત્યસંસારના સુપ્રસિદ્ધ આધ્યાત્મિક વિષયોના સિદ્ધહસ્ત લેખક મહાત્મા **જેમ્સ એલન**ના **જીવન**નો પરિચય કરાવવાની ધૃષ્ટતા મારે કરવી પડે છે તે બદલ હું સાક્ષરજનોની નમ્રતાપૂર્વક ક્ષમા યાચું છું. આગિયાના મન્દ પ્રકાશને દેખાડી એમકહેવું કે સૂર્યનો પ્રકાશ આવો હોય છે તે સૂર્યનારાયણની અવહેલના કરવા સમાન છે. ઑાંગ્લ સાહિત્યાકાશના પ્રકાશમય પ્રભાકરસમાન મહાત્મા **જેમ્સ એલન**ના જીવન સંબંધમાં શું લખવું અને શું ન લખવું એની સૂઝ પડતી નથી. **હિન્દી, ગુજરાતી** તથા **અંગ્રેજી**નાં ભિન્ન ભિન્ન આઠ પુસ્તકો અનુવાદકની સામે હાજર છતાં તે એટલું જ કહેવું યોગ્ય ધારે છે કે, તેને **ઋષિ જેમ્સ એલન** એક અગમ્ય ભાવવાહક વિચારોને ધારણ કરનાર તથા તદનુસાર આચરણ કરી, માનવ જીવનની અંતિમ અવસ્થા—' દેવત્વ 'ને પ્રાપ્ત કરનાર પ્રતીત થયા છે.

એ મહાત્માના એક પુસ્તકનો હિન્દી અનુવાદ જ્યારે આ લેખકે પ્રથમવાર વાંચ્યો ત્યારે તેને એવો વિચાર આવ્યો કે 'શું આ પુસ્તકનો મૂલ લેખક અંગ્રેજ છે એ વાત સત્ય છે ? મારા એ પ્રશ્નનો ઉત્તર આજે બે વર્ષે રા. સાગર આ પ્રમાણે આપે છે:

"ઋષિ જેમ્સ એલનનું શરીર અંગ્રેજ છતાં એમનું જીવન આર્યજીવન હતૂ" એજ વંદનીય પુરૂષના લેખકપણા વિષે બોલતાં રા. સાગર કહે છે કે ઋષિ જેમ્સ એલન લેખક છે પણ અંદરથી બોલનાર લેખક છે. કલાના પ્રદેશ કરતાં ઉચ્ચતર ભૂમિકા ઉપરથી–ખુદ અગમપુરીમાંથી તે બોલે છે. એજ ખરા લેખક છે–મહાત્મા છે. જગતને પોતાના તરફ નહિ, પણ પરમાત્મા તરફ ખેંચનાર પ્રજ્ઞાની છે–પ્રબુદ્ધ છે.

'ઋષિ જેમ્સ એલનની વાણી ખરેખર પ્રેરિત વાણી છે, વેદોની ઋચાસમી મંગલ, ઉપનિષદોના ભાષ્ય જેવી પ્રજ્ઞાન પૂર્ણ અને આત્માના ઊંડાણમાંથી સ્વયંભૂ વહેલી છે." *

તેમના રહસ્ય પૂર્ણ ગ્રન્થોનો પાશ્ચિમમાં એટલો બધો આદર છે કે તેમના પ્રત્યેક ગ્રન્થની આઠ આઠ દશ દશ આવૃત્તિઓ થઇ ગઇ છે. લક્ષાવધિ સંખ્યામાં તેમનાં પુસ્તકો દેશના ખૂણેખૂણામાં પ્રસર્યાં છે. ગુર્જરગિરાનું સૌભાગ્ય છે કે તેના પુત્રોએ પણ તે પ્રતિ પોતાનું લક્ષ લગાડયું છે.

---

* શ્રીયુત મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી કૃત 'પશુમાંથી દેવ અથવા પુણ્યાત્માઓનો પન્થ' માંના રા. સાગર લિખિત 'પ્રેમધર્મ' માંથી.

અનુવાદક.

મૂલ લેખકના વિષયમાં એટલું કહી અનુવાદકના તથા અનુવાદના સંબંધમાં બે શબ્દ કહીશ.

પ્રિયજનનો પત્ર લાવનાર ટપાલી જેમ કૃતજ્ઞ પ્રેમીઓની દૃષ્ટિમાં ધન્યાર્હ લેખાય છે, તેમ ઇતર ભાષાના સાહિત્ય ભંડારમાંથી શક્તિઅનુસાર ઉચિતસામગ્રી માતૃભાષામાં ઉમેરનાર પણ શુ અભિનન્દનીય નથી ? કોઇ કહેશેઃ એમાં અનુવાદક તે શું મોટું કરી નાખે છે ? અનુવાદક તેમને પૂછે છેઃ તમારા જ ઉદ્યાનમાંથી પુષ્પો ચૂંટી તેમની માલા બનાવી તમારી પ્રિયા, માલાકાર કે કોઈ તમને અર્પણ કરે તો શું તમે તે વ્યક્તિને શાબ્દિક અભિનન્દન પણ નહિ આપો ? લખનારને વિશ્વાસ છે કે જેમ પ્રિયજનના હસ્તથી લખાએલો પત્ર લાવનાર ટપાલી અને આપણાજ ઉદ્યાનમાંથી કુસુમકલિકાઓ વીણી માલા બનાવી પ્રિયજનના કંઠમાં પહેરાવનાર પ્રેમીજન અભિનન્દને પાત્ર છે તેમ, અનુવાદકો—સ્વભાષાના સાહિત્યની અપૂર્તિઓને પૂર્ણ કરનાર અનુવાદકો—પણ આદરને યોગ્ય છે.

અનુવાદકની યોગ્યતા શું અનુવાદકને પોતાને જ પ્રતિપાદન કરવી પડશે કે ? સાધારણતઃ લોકો પોતાના વિષયમાં મૌન ધારણ કરે છે. બે કારણોને લઇને મારે એ પ્રચલિત શિષ્ટાચારનો ભંગ કરવો પડે છેઃ એક મારી લઘુ વિદ્યાર્થી વયને લીધે અને બીજું ગુજરાત માતૃભૂમિ તથા ગુજરાતી માતૃભાષા ન હોવાને લીધે.

પ્રથમ કારણનું સ્પષ્ટિકરણ આમ છેઃ મેં પોતે કેવલ વીસ વર્ષની અલ્પાયુ વ્યતીત કરી છે અને અક્ષરજ્ઞાનથી આરંભી પ્રવેશિકા પર્યન્ત અધ્યયન કર્યું છે. અંતિમ સપ્તમશ્રેણી ( Matric ) માં અદ્યાપિ છું અને આગામી પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ શારદામન્દિર

(College) માં જઇ **જગદુદ્ધારિણી સરસ્વતી** દેવીની વિશેષ સેવા કરવાની ધર્માભિલાષા રાખું છું. કિન્તુ એ સર્વ ભવિષ્યની વાતો છે. ભાવિ વિચારોને ક્ષણભર દૂર કરી મારે તો વર્તમાનનીજ ઘટનાનો ઉલ્લેખ કરવો છે.

**ભારતવર્ષ**નાં દુર્ભાગ્યે કહો કે યુવકોના દુર્ભાગ્યે કહો, ગમે તે કહો, આપણા દેશના યુવકો યુવાવસ્થામાં કોઇ પણ પ્રકારની ગંભીર પ્રવૃત્તિ કરવાને યોગ્ય થતા નથી. એમાં વિદ્યાર્થીઓ પણ દોષપાત્ર હશે કિન્તુ વિશેષાંશે તો વર્તમાન **શિક્ષણપદ્ધતિજ** દોષ પાત્ર છે. તથાપિ **ભારતવર્ષ**માં પણ **પ્રભુ** કૃપાથી **બંગ**દેશના યુવકવિદ્યાર્થીઓ વક્તા, લેખક તથા કવિ તરીકે જીવન વ્યતીત કરતા જોવામાં આવે છે. **ગુજરાતમાં** જ્યારે ૩૦–૩૫ વર્ષે વિદ્યાર્થી માંડ પોતાનો અભ્યાસ પૂર્ણ કરે છે ત્યારે સર **જગદીશચન્દ્ર બોઝ** તથા **અરવિન્દ ઘોષ પ્રભૃતિ** નરરત્નો પોતાના જીવનનો સન્દેશ સમસ્ત સંસારને સંભળાવી દે છે. પંદર અને સત્તરવર્ષની વયના યુવકો કે **જેમને ગુજરાત** તથા ભારતના અન્ય પ્રાન્તો અજ્ઞાન બાળક ગણે છે ત્યારે **બંગાલ** તેમને નિસર્ગના પૂજારી–**કવિ** તરીકે સંસાર સમક્ષ રજુ કરે છે.

**શ્રીકાશીક્ષેત્ર**ની 'સેન્ટ્રલ હિન્દુ કૉલેજ'ની અંગભૂતશાળાના એક પંદર વર્ષની ઉમરના વિદ્યાર્થીની ચાર પાંચ ઉત્તમ પંક્તિમાં મૂકી શકાય **તેવી** કવિતાઓ 'સેન્ટ્રલ હિન્દુ કૉલેજ મૅગેઝીન'માં આ લખનારે જો તેના કેટલાક મિત્રોને સ્મરણ હશે તો તેમની સાથે વાંચી છે.

ઇગ્લાંડના સુવિખ્યાત ઇતિહાસલેખક મૅકોલેએ પોતાનાં Pompeie (પોમ્પીઆઇ) અને Evening (ઇવીનીંગ—સન્ધ્યા) નામક બે પ્રસિદ્ધ કાવ્યો ૧૯—૨૦ વર્ષની યુવાન વિદ્યાર્થી વયમાંજ પ્રસિદ્ધ કર્યાં હતાં. એવાંજ અન્ય અનેક સ્વદેશી તથા વિદેશી દૃષ્ટાન્તોનો ઉલ્લેખ કરી શકાય તેમ છે તથાપિ વિસ્તારભયથી તથા વિષયાન્તરની આશંકાથી તેમ કરવું ઉચિત સમજતો નથી.

તાત્પર્ય યદિ વિદ્યાર્થીને બાલ્યાવસ્થાથી સારી સંગતિમાં ફેરવ-વામાં આવે, વિદ્યા તથા વિદ્યાર્થી પ્રતિ પ્રેમ રાખનાર અધ્યાપક મળે અને તેના વ્યક્તિત્વના વિકાસમાં બાધ ન થાય તેવી પ્રેમ તથા માયા-ભરી દેખરેખ માતાપિતા તથા વડિલો રાખે તો વીસ વર્ષે તો શું પણ પંદર વર્ષે પણ ઉત્તમ વિદ્યાર્થી રત્નો બહાર આવી શકે છે. પ્રાતઃ સ્મરણીય કર્મવીર મહાત્માશ્રી મોહનદાસ ગાંધીની રાષ્ટ્રીય સંસ્થાની યોજનામાં ૧૩ વર્ષના અભ્યાસ પછી વિદ્યાર્થી આધુનિક 'ગ્રેજ્યુ-એટ'ના જેટલું જ્ઞાન મેળવી શકે તેવી યોજના વર્ત્તમાન પત્રોમાં પ્રગટ થઈ છે એ ઉપરોકત લેખનું સમર્થન કરે છે.

ઇશ્વર કૃપાથી મારા સદ્ભાગ્યે શિક્ષકો પણ મને વિદ્યા—પ્રે-મીજ મળ્યા છે; મિત્રો પણ યદિ મહા ધુરન્ધર વિદ્વાન્ નહિ તો વિનયી, વિવેકી, ગુણગ્રાહી અને ગુણોત્તેજક મળ્યા છે. વિદ્યાર્થી તરીકે શિષ્ટ વિદ્યાર્થીઓની સંગતિ અને વિદ્યાલયની સીમા બહારની પ્રવૃત્તિયોમાં સહકારી થાય તેવા—ચિત્તની ઉદાસીનતાને દૂર કરી આનન્દ આપે તેવા—વ્યવહારનિપુણ તથા સ્વાભાવાનુકૂલ ઇતર સ્નેહીઓ ઇશ્વરના અનુગ્રહથી મળ્યા છે. અને મારી દરેક શુભ પ્રવૃત્તિને અનુકૂલ થઇ પૂજ્ય જનકે જે કૃપા કરી છે તે પણ નોંધવા યોગ્ય છે.

આ નગરની એક સમયની ઉત્તમ તથા ઉપયોગી સંસ્થા 'સાહિત્ય શિક્ષણ શાળા'નો મને માર્ગ દર્શાવનાર મારા પ્રથમ બાલ સ્નેહી શિવશંકરભાઇ તથા પ્રેમપૂર્વક સાહિત્ય તરફ અભિરુચિ ઉત્પન્ન કરાવનાર તે શાળાના સ્થાપક તથા શિક્ષક, કવિવર્ય જટાશંકર જયચંદ્ર આદિલશાહનો હું શુદ્ધ હૃદયથી આભાર ન માનું તો મારા જેવો બીજો અકૃતજ્ઞ કોણ સંભવી શકે?

તાત્પર્ય કે સાહિત્યના અભ્યાસ તથા તેની સેવા કરવાની ટેવ આ અનુવાદકને કંઇક બાલ્યાવસ્થાથીજ પડેલી છે, અને તેનાજ પરિણામે ઋષિ જેમ્સ એલન જેવા એક સમર્થ અને સમ્પૂર્ણ વિદ્વાનની કૃતિનું રુપાન્તર લઇ તે ગુજરાતના ગુણીજનો તથા સુ... વાચકો સમક્ષ ઉપસ્થિત થવાની ધૃષ્ટતા આચરી શક્યો છે.

બીજો ખુલાસોઃ અનુવાદક પોતે ગુજરાતમાં જન્મ્યો નથી. તેના દેશની ભાષા સર્વાંશે હિન્દી નથી તો ગુજરાતી પણ નથી. તો શું આ કૃતિ ભાષાના અનેક દોષોથી પરિપૂર્ણ નહિ હશે? એવો જો કોઇ પ્રશ્ન પૂછે તો તેનો પ્રત્યુત્તર આપવો મારે માટે તો ખરેખર કઠિન થઇ પડે તેમ છે. એનો ઉત્તર વિચારશીલ વાંચકોને પુસ્તકના વાંચનથી સ્વયં મળી જશે એટલે જો હું પોતે સર્વથા મૂકજ રહું તો તે અનુચિત નહિ લેખાય.

જો કે મારા દેશનાં બાલકોને બહુધા હિન્દી વાંચનમાળાઓ શીખવવામાં આવે છે તથાપિ મને 'બાળપોથી'થી આરંભી સાતમી ચોપડી સુધી 'ગુજરાતી' ચોપડીઓજ શીખવવામાં આવી હતી. જયપુરનાં બે વર્ષ બાદ કરતાં આઠ વર્ષથી હું પોતે મુંબઇમાં રહી

ગુજરાતીઓ તથા ગુજરાતી ભાષાના સંસર્ગમાં છું. મારૂં જીવન મારા દેશ વાસીઓ કરતાં ગુજરાતીઓને અનુરૂપ વિશેષ છે. અને મારા કેટલાક સહપાઠીઓ આ નિવેદન વાંચ્યા પછી પ્રથમ વારજ જાણશે કે હું જન્મતઃ ગુજરાતી નથી.

અસ્તુ; મારા ગુજરાત તથા ગુજરાતી ભાષા પ્રતિના પ્રેમ તથા આદરને લઇને સ્વીકારેલી માતૃભાષાના સાહિત્યની અભિવૃદ્ધિના કાર્યમાં આ મારો પ્રથમ પ્રયત્ન ' ફૂલ નહિ તો ફૂલની પાંખડી ' સમાન લેખાશે તો, ગુર્જરગિરાને માતૃભાષા માનનાર અને તેની વિશેષ સેવા કરવાની અભિલાષા રાખનાર અનુવાદક તેના પરિશ્રમની અને તેવીજ પવિત્ર ભાવનાવાળો તેનો સજાતીય પ્રકાશક પોતાના ધનવ્યયની સફલતા થએલી માનશે.

કેટલાંક સ્નેહકૃત્યો કરી સકારણ લંબાયલા ઉપોદ્ઘાતની પૂર્ણાહુતિ કરીશ.

મારે અહીં ઉપકાર માનવો છે. પણ શી રીતે ? શબ્દોદ્વારા ? શબ્દોમાં હૃદય–દર્શન કરાવવાની શક્તિ નથી; અથવા, મારા ઉપકારકર્તાઓનો ઉપકાર દર્શાવવા મારી પાસે યોગ્ય શબ્દો નથી.

ગુજરાતનો કૃતજ્ઞ વાંચકસમાજ પણ આ સ્નેહજનિત ઉપકારકૃત્ય કરવામાં પોતાનો યોગ આપશે એવી આશા છે. કારણ કે, યદિ ગુર્જર ગ્રંથકાર શ્રીમાન્ નારાયણ વિસનજી ઠક્કુરે મને દિશા–ભાન ન કરાવ્યું હોત તો, જે સ્વરૂપમાં પ્રસ્તુત પુસ્તક આજે છે તે સ્વરૂપમાં તૈયાર થયું હોત વા નહિ, એ એક શંકા છે. બીજું મારા વડીલબન્ધુ તુલ્ય સ્નેહીશ્રીમોરેશ્વરભાઈએ આના પ્રકાશન

કાર્યમાં ઉદારતાથી યોગ ન દીધો હોત તો, લખાઇને તૈયાર છતાં જેમ અનેક ગ્રન્થકારોના ગ્રન્થોની દશા થાય છે તેમ, પ્રસ્તુત પુસ્તક પણ કેટલા વર્ષો પર્યન્ત ઘરના ખૂણામાં અપ્રકટ પડયું રહેતે એની કલ્પના થઈ શકતી નથી. અતએવ, ગુજરાત એ ઉભય સજ્જનોની સેવા બદલ ચિર કૃતજ્ઞ રહેશે. હું પોતે શબ્દોદ્વારા ઉપકાર માનું એ કરતાં મારૂં અંતઃકરણ વિશેષ ઋણી રહેશે. મારા મિત્ર જયન્તીલાલ ભટ્ટની સહાયતાનો પણ હું ઉલ્લેખ કર્યા વિના રહી શકતો નથી. વાસ્તવિકમાં હું એ સર્વ સ્નેહીઓને આ સ્થળે હૃદયપૂર્વક આભાર માનું છું.

કિન્તુ આ બધું કોની કૃપાથી થયું છે? એ પ્રશ્ન જ્યારે હૃદયના ઉંડાણમાંથી ઉઠે છે ત્યારે, જે દયાસાગર પરમાત્માની દયાથી હું જે કાંઇ ચાપલ કરી શકયો છું તે બદલ તેના ચરણકમલોમાં સાષ્ટાંગ પ્રણિપાત કર્યા વિના રહી શકતો નથી. હે સર્વવ્યાપી સર્વેશ! આ શિશુ આપને વંદન કરે છે.

ભીમાશંકર શર્મા.



# પ્રસ્તાવના.

" It is the mind that maketh good or ill,
That maketh wretch or happie, rich or poore."

*Spencer.*

" શુભ કે અશુભ કરનાર છે **મન** માનવીનું જાણજો;
દુઃખી સુખી ધનવાન દીન બનાવનાર પ્રમાણજો."

**સ્પેન્સર.**

મનુષ્યને આ સંસારમાં નિત્ય નિયમિત રીતિથી અનુક્રમે સુખ તથા દુઃખની પ્રાપ્તિ થયા કરે છે અને તેમાં પણ અંતે તો દુઃખોનો સરવાળો જ અધિક થઇ જાય છે. આ સિદ્ધ વાર્ત્તા હોવા છતાં પણ જો મનુષ્ય અત્યંત દુઃખ નિવૃત્તિ તથા અત્યંત સુખ પ્રાપ્તિ માટેના પ્રયત્નો કરે, તો તેના તે પ્રયત્નો સર્વથા વ્યર્થ જ થઇ જવાનો સંભવ છે, એવી કેટલાક જનોની માન્યતા છે; અને કેવળ **આધિભૌતિક** એટલેકે ઇન્દ્રિયગમ્ય બાહ્ય વિષયોપભોગ રૂપ સુખોનો જ વિચાર કરવામાં આવે, તો તેમની એ માન્યતા અવાસ્તવિક છે, એમ ભાગ્યેજ કહી શકાય તેમ છે. ચંદ્રમાને પોતાના લઘુ હસ્તમાં પકડી લેવા માટે આકાશ પ્રતિ હસ્તને લંબાવનાર બાળકની મુષ્ટિકામાં જેવી રીતે ચંદ્રમા કદાપિ આવતો નથી, તેજ પ્રમાણે આત્યંતિક સુખની આશાથી કેવળ **આધિભૌતિક** સુખોની પાછળ પડનારને કોઇ કાળે પણ અત્યંત સુખની પ્રાપ્તિ થવાનો સંભવ છે જ નહિ.

પરંતુ કેવળ **આધિભૌતિક** સુખ જ સુખનો એક માત્ર પ્રકાર ન હોવાથી એ અડચણમાંથી પણ અત્યંત અને નિત્ય સુખ પ્રાપ્તિનો માર્ગ કાઢી શકાય તેમ છે; કારણ કે, સુખના, **શારીરિક સુખ,** તથા **માનસિક સુખ,** એવી રીતે બે વિભાગો કર્યા પછી શરીરના કિંવા ઇન્દ્રિયોના વ્યાપાર કરતાં અંતે **મનને** જ અધિક મહત્વ આપવું પડે છે. **શારીરિક** એટલે કે **આધિભૌતિક સુખ** કરતાં **માનસિક સુખની** યોગ્યતા અધિક છે, એવો જ્ઞાની જનોએ જે એક સિદ્ધાન્ત કરેલો છે, તે સિદ્ધાન્ત તેમણે કેવળ જ્ઞાનના દંભથી જ કરેલો નથી, કિન્તુ એમાં જ શ્રેષ્ઠ માનવ જન્મની સત્ય મહત્તા કિંવા સાર્થકતા રહેલી છે, એ તત્વનો પ્રસિદ્ધ આધિભૌતિકવાદી **મિલ્લે** પણ પોતાના ઉપયુક્તતાવાદ વિષયક ગ્રંથમાં એક સ્થળે પ્રાંજલતાથી સ્વીકાર કરેલો છે, અને તે નીચે પ્રમાણેઃ—

" It is better to be a human being dissatisfied than a pig satisfied; better to be Socrates dissatisfied than a fool satisfied. And if the fool, or the pig, is of a different opinion, it is because they only know their own side of the question. "*

*Mill's " Utilitarianism." P. 14.*

---

* " એક સુખી ડુક્કર કરતાં દુઃખી માનવ વ્યક્તિ થવું અને એક સુખી મૂર્ખ કરતાં અસુખી સૉક્રેટિસ્ થવું એ અધિક ઉત્તમ છે. અને જો મૂર્ખ જન અથવા ડુક્કરનો અભિપ્રાય એથી ભિન્ન હોય, તો તેનું કારણ એ છે કે, તેઓ એ પ્રશ્નના કેવળ પોતાના પક્ષનુંજ જ્ઞાન ધરાવે છે. "

**મિલ્લ કૃત " ઉપયુક્તતાવાદ " પૃષ્ઠ ૧૪.**

શ્વાન, કુક્કર તથા બળદ આદિ પશુઓને પણ મનુષ્ય પ્રમાણેજ ઇન્દ્રિય સુખની લાલસા હોય છે અને તેથી જો મનુષ્યની એવી જ માન્યતા હોત કે કેવળ વિષયોપભોગમાં જ જગતનાં સર્વ સુખોનો સમાવેશ થઇ જાય છે, તો મનુષ્ય પશુ થવાને પણ તૈયાર થઇ જાત. પરંતુ પશુનાં વિષય સુખો નિત્ય પ્રાપ્ત થનારાં હોવા છતાં પણ મનુષ્ય પશુ થવાને તૈયાર થતું નથી, એટલે એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, પશુ કરતાં મનુષ્યમાં કાંઇ પણ વિશેષતા રહેલી છે. હવે એ વિશેષતા કઇ છે, એનું નિરીક્ષણ કરતાં **મન** તથા **બુદ્ધિ** દ્વારા આંતરિક તથા બાહ્ય સૃષ્ટિનું જેને જ્ઞાન થાય છે, તે આત્માના સ્વરૂપનો વિચાર કરવો પડે છે; અને એકવાર જ્યાં એ વિચારનો આરંભ થયો એટલે પછી પશુ તથા મનુષ્ય એ ઉભયના સમાન સાધ્ય વિષયોપભોગ સુખ કરતાં **મન** તથા **બુદ્ધિ**ના અત્યંત ઉદાત્ત વ્યાપારમાં તથા તેમની શુદ્ધાવસ્થામાં જે સુખ રહેલું છે તેજ મનુષ્યનું શ્રેષ્ઠ કિંવા અત્યંત સુખ છે, એમ પોતાની મેળેજ આપણા જાણવામાં આવી શકે છે. એ સુખો સર્વ આત્મવશ એટલે કે બાહ્ય વસ્તુઓની અપેક્ષા ન રાખતાં કિંવા અન્યનાં સુખોની ન્યૂનતા ન કરતાં આપણા પ્રયત્નથી જ આપણને પોતાને પ્રાપ્ત થનારાં હોવાથી જેમ જેમ આપણે એ સુખોના પ્રદેશમાં ઉપર અને ઉપર ચઢતા જઇએ છીએ, તેમ તેમ એ સુખોનું સ્વરૂપ અધિકાધિક શુદ્ધ તથા નિર્મળ થતું જાય છે. '**मनसिच परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ?**'—અર્થાત્ જ્યાં મન પ્રસન્ન હોય ત્યાં પછી દરિદ્ર તથા શ્રીમાન્ સમાન જ છે, એવા ઉદ્દગાર શ્રી ભર્તૃહરિએ કાઢ્યા છે તેમજ પ્લેટોએ પણ પોતાના 'Republic' નામક ગ્રંથમાં શારી-

રિક એટલે કે બાહ્ય કિંવા આધિભૌતિક સુખ કરતાં માનસિક સુખને શ્રેષ્ઠ માન્યું છે અને માનસિક સુખ કરતાં પણ બૌદ્ધિક (બુદ્ધિ ગ્રાહ્ય એટલે કે પરમ આધ્યાત્મિક) સુખ શ્રેષ્ઠ છે, એવું પ્રતિપાદન કરેલું છે. સારાંશ કે, સર્વ દેશના અને સર્વ કાળના ભિન્ન ભિન્ન તત્વજ્ઞાનીઓનો એ જ એક અભિપ્રાય જોવામાં આવે છે કે, માનસિક સુખ એ જ સત્ય સુખ છે અને તેથી એ સિદ્ધાન્ત પોતાની મેળેજ સિદ્ધ થઇ જાય છે કે, એ સત્ય સુખને મેળવવું, એ પ્રત્યેક માનવ વ્યક્તિનું સર્વથી પ્રથમ તથા આવશ્યકીય કર્ત્તવ્ય છે. પરંતુ એ સુખને મેળવવાના માર્ગને અનેક જનો જાણતાં ન હોવાથી આ સંસારમાંના બહુજ અલ્પસંખ્ય મનુષ્યો એ સત્ય માનસિક સુખને મેળવી શકે છે, એ નિર્વિવાદ છે. અર્થાત્ એ માનસિક સુખને સર્વ જનો વિપુલતાથી મેળવી શકે અને આ સંસારમાં સ્વર્ગનો સાક્ષાત્કાર કરી શકે, એવા શુભ ઉદ્દેશથી પૌરસ્ત્ય તત્વજ્ઞાનના પ્રકાશથી મંડિત પાશ્ચાત્ય પંડિત મહાત્મા જેમ્સ્ એલન્ તથા રાલ્ફ વાલ્ડો ટ્રાઇન્ જેવા સમર્થ લેખકોએ કેટલાક ઉત્તમોત્તમ તાત્ત્વિક ગ્રંથો લખેલા છે અને અને તે સર્વ ગ્રંથોના ગુર્જર અનુવાદો થવાની આવશ્યકતા છે, એવો મારો દૃઢ અભિપ્રાય છે.

મહાત્મા જેમ્સ્ એલન્ તથા મહાત્મા રાલ્ફ વાલ્ડો ટ્રાઇનના ગ્રંથો મને અતિશય પ્રિય હોવાથી મારા શિરપર અન્ય ગ્રંથોના લેખનના વ્યવસાયનો અતિશય ભાર હોવા છતાં પણ મહાત્મા રાલ્ફ વાલ્ડો ટ્રાઇન્ કૃત " In Tune with the Infinite " નામક ગ્રંથનો મેં ગુર્જર અનુવાદ કરેલો છે, તે છપાય છે અને અલ્પ કાળમાં જ 'ગુજરાતી' પ્રેસમાંથી બહાર પડવાનો છે. અર્થાત્ જ્યારે ભાઇ ભાંમાશંકર

શર્માએ જેમ્સ્ એલન્ કૃત ' As a Man thinketh 'નો ગુર્જર અનુવાદ કરવાની ઇચ્છા મને દર્શાવી, ત્યારે મને એક પ્રકારનો સ્વાભાવિક આનંદ થયો અને તે પુસ્તક લઘુ હોવાથી તથા તેના અનુસંધાનરૂપ તેજ મહાત્માએ બીજું ' Out from the Heart ' નામક લઘુ પુસ્તક લખેલું હોવાથી તે ઉભય પુસ્તકોનો એકત્ર અનુવાદ કરીને પ્રકટ કરવાની મેં ભલામણ કરી. આજે ભાઇ ભીમાશંકરની તે ઇચ્છાને કાર્યના સ્વરૂપમાં પરિણત થયેલી જોઇને અધિક હર્ષ થાય છે. ભાઇ ભીમાશંકર જે વેળાએ અંગ્રેજી ત્રીજા કે ચોથા ધોરણમાં અભ્યાસ કરતા હતા ત્યારથી જ સાહિત્ય વિલાસી હતા અને કાવ્યનો પણ અભ્યાસ કરતા હતા; પરંતુ તેમની તે સાહિત્ય વિલાસિતા સાહિત્ય સેવાના સ્વરૂપને ધારણ કરશે કે કેમ, એનો તે વેળાયે મારાથી નિશ્ચય કરી શકાયો નહોતો. આજે તેમની આ પ્રત્યક્ષ અનુવાદ કૃતિ તેમની સાહિત્ય સેવાને સિદ્ધ કરી બતાવે છે. અને તેથી નિશ્ચય કરી શકાય છે કે, આજકાલ જેમ અનેક વિદ્યાર્થીઓ યુનિવર્સિટીની અંતિમ ઉચ્ચ પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને પોતાના અમુક એક સ્વીકૃત વ્યવસાયમાં પડયા પછી લેખન વાંચનના વ્યવસાયને ત્યાગી સરસ્વતી દેવી સાથે સદાને માટે છૂટાછેડા કરી નાખે છે કે, તેવો પ્રકાર ભાઇ ભીમાશંકરના હસ્તથી થશે નહિ અને તેઓ યુનિવર્સિટીની ઉચ્ચ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી પણ આવા પ્રકારની ઉત્તમ સાહિત્ય સેવા કરીને ભવિષ્યમાં પણ ઉપાર્જિત જ્ઞાનની સાર્થકતા કરતા જ રહેશે.

પ્રસ્તુત અનુવાદમાં અનેક પ્રકારની ત્રુટિઓ અથવા કેટલાક અન્ય દોષો દૃષ્ટિગોચર થવાનો સંભવ છે અને એ વાર્ત્તા મારાથી

અજ્ઞાત નથી; પરંતુ મેટ્રિક કલાસમાં અભ્યાસ કરતા એક વિદ્યાર્થી પાસેથી આપણે આવા તાત્ત્વિક ગ્રંથોના જેવા પ્રકારના અનુવાદને મેળવવાની આશા રાખી શકીએ, તેના કરતાં આ અનુવાદ બહુજ ઉત્તમ પ્રકારનો છે, એમ કહેતાં મને કોઇપણ પ્રકારનો સંકોચ થતો નથી; માત્ર એટલુંજ નહિ, પણ જો આવા પ્રકારના અનુવાદનાં પ્રયત્નમાં તેઓ નિરંતર અનુરક્ત રહેશે, તો અલ્પ કાળમાં જ તેઓ એક સારા અનુવાદક થઇ શકશે, એ નિઃસંશય છે: કારણ કે, ' Practice makes a man perfect ' એ ન્યાય સર્વત્ર પ્રસિદ્ધ છે. ભાઇ ભીમાશંકરને પરમ કૃપાળુ પરમાત્મા તેમના આ શુભ પ્રયત્નમાં યશ તથા વિજય આપો તથા તેમને દીર્ઘાયુ અને અખંડ આરોગ્યની પ્રાપ્તિ થાઓ, એવી શુભ ભાવનાપૂર્વક પ્રસ્તુત પ્રસ્તાવનાની હું પરિસમાપ્તિ કરૂં છું.

સુદામાપુરી (પોરબંદર)<br>તા. ૨૭ મી ડિસેમ્બર ૧૯૧૭<br>ગુરુવાર.

ઠક્કુર નારાયણ વિસનજી.

# સમયોચિત સદુપદેશ.

" Look thou within : within thee is the fountain of good, and it will ever spring, if thou wilt ever delve. "

*Marcus Aurelius.*

તારા અંતરાત્માં જો: તારા અંતઃકરણમાં જ કલ્યાણનો ફૂવારો છે; જો તું તેને ખોદશે તો, તે નિરન્તર ઊડયા કરશે.

" For a man to conquer himself is the first and noblest of all the victories, where as to be vanquished by himself is the basest and most shameful of all things "

*Plato.*

સંસારમાં મનુષ્યને માટે 'આત્મ-વિજય' સર્વથી પ્રથમ તથા ઉદાત્ત કર્ત્તવ્ય છે, જ્યારે, આત્માથી પરાજિત થઇ જવું એ સર્વથી અધમ તથા લજ્જાસ્પદ કાર્ય છે.

" He who reigns within himself, and rules passions, desires, and fears, is more than a king."

*Milton.*

જે આત્માપર શાસન કરે છે, અને વિકારો, તૃષ્ણાઓ તથા ભયો પર વિજય પ્રાપ્ત કરે છે-વિકારશીલ, તૃષ્ણાકુલિત અને ભયભીત થતો નથી તેજ ચક્રવર્તી છે.

रथशरीरं पुरुषस्य राजन्नात्मानियन्तेन्द्रियाण्यस्य चाश्वाः ।
तैरप्रमत्तः कुशलीसदश्वैर्दान्तैः सुखंयाति रथीव धीरः ॥

**महाभारतम्**

હે રાજન્! પુરૂષનું શરીર રથ છે, **આત્મા** તેનો **નિયંતા**–ચલાવનાર છે અને ઇન્દ્રિયો અશ્વો છે. જેમ એક પ્રમાદરહિત તથા કુશલ રથી, વશ કરેલા અશ્વોની સહાયતાથી યાત્રા પૂર્ણ કરે છે, તેમ ધીર પુરૂષો ઇન્દ્રિયરૂપ અશ્વોને વશીભૂત રાખી, શરીરરૂપ રથમાં બેસી સંસારમાં **જીવન-યાત્રા** સુખપૂર્વક વ્યતીત કરે છે.

एकादशं मनोज्ञेयं स्वगुणेनोभयात्मकम् ।
यस्मिञ्जिते जितावेतौ भवतःपञ्चकौ गणौ ॥

**मनुस्मृतिः**

અગિઆરમું **જે મન** તે પોતાના સંકલ્પ–વિકલ્પરૂપ ગુણવડે ઉભયેન્દ્રિયોના ગુણવાળું છે; અને તેથી તે 'મન જીતવાથી' બન્ને પંચકગણ અર્થાત્ પાંચે જ્ઞાનેન્દ્રિયો અને પાંચે કર્મેન્દ્રિયો વશમાં આવી જાય છે.

यादृशैः सन्निविशते यादृशांश्चोपसेवते ।
यादृक् भवितुमिच्छेच्चेद् तादृक् भवति पूरुषः ॥

**महाभारतम्**

પુરૂષ જેવા મનુષ્યોની **સંગતિ** કરે છે, જેવા મનુષ્યોની **સેવા** કરે છે અને જેવો **થવા** ઇચ્છે છે તેવો જ તે **થાય છે.**

'ઇચ્છાબળ આગળ અદૃષ્ટ અળગું રહે.'

**મહાકવિ દયારામ.**

"ગુરૂ થા તારો તું જ, નથી કોઇ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, પાળ્ય અંતરમાં સેવા!

**અખોભગત**

( સોરઠો. )

**અંતર** કેવલ એક, **સત્યમાર્ગ** દર્શાવશે;
કારણ ટેક, વિવેક, જ્ઞાન, શૌર્ય તેમાં વસે.

**ભીમાશંકર શર્મા.**

( ગઝલ )

હૃદયને સત્ય જે લાગે, અને વિવેકબુદ્ધિથી;
ગણે તું જેહને સારૂં, બિલાશક તેજ તું કરજે.

**( અંગ્રેજીપરથી )**

अङ्गणवेदी वसुधा कुल्या जलधिः स्थलीच पातालम् ।
वल्मीकश्चसुमेरुः कृतप्रतिज्ञस्य वीरस्य ॥

કાર્ય **કરવાની** દૃઢ **પ્રતિજ્ઞા** લઇ લીધી છે એવા **કર્મવીર** પુરૂષોને સમસ્ત **ભૂમંડળ** આંગણામાં બનાવેલી યજ્ઞની **વેદી** સમાન; વિશાળ **સમુદ્ર હથેલીમાંના પાણી** જેટલો; અતિશય ઉંડાણમાં આવેલો **પાતાળ પાદાક્રાન્ત કરેલી ભૂમિ**સમાન; અને ઉત્તુંગ એવો **સુમેરુ** પર્વત **કીડીના દર પરના ઢગલા** જેવડો પ્રતિત થાય છે.

The *mind* is its own place, and in itself;
Can make a Heaven of Hell, a Hell of Heaven.

*Milton.*

**મન** એજ મનનું એકમાત્ર નિવાસ્થાન છે. મન **મનમાં** **ર-**
**હીને** **સ્વર્ગમાં** **નર્કનાં** અને **નર્કમાં** **સ્વર્ગનાં** દર્શન કરી શકે છે.

"મન એજ મનુષ્યોનું, કારણ બંધ મોક્ષનું."

Whatever you wish to be, that you are, if you have a resolute heart.

*Holyman.*

યદિ તમારૂં અંતઃકરણ દૃઢ હશે તો તમે જેવા **થવા** ઇચ્છશો તેવા થઇ શકશો.

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

**श्रीमद्भगवद्गीता.**

વિવેકી મનવડે સંસારમાંથી પોતાના આત્માનો ઉદ્ધાર કરવો, પરંતુ તેને અધોગતિએ પહોંચાડવો નહિ. સંસારમાં વિરાગ પામેલું મનજ પોતાનો બંધુ છે અને સંસારના સંગમાં આસક્ત થએલું એક મનજ પોતાનું વૈરી એટલે અશુભ કરનાર છે.

# સંકલ્પ–બલ.

( મન્દાક્રાન્તા–વૃત્ત. )

સંકલ્પોનાં સુમન મનમાં વાવશે જેહ જેવાં,
લ્હાણું તેને સુરભિ–ફલનાં પ્રાપ્ત થાશેજ તેવાં;
લોકો કોઇ ' સમય અમને છે પ્રતિકૂળ ' એવું,—
બોલી વિશ્વે નિજ પરિશ્રમો મૂકતા એહ કેવું? ૧

વિદ્વાનોનાં ઉચિત વચનો સત્ય છે સર્વથૈવ,—
" હીનાત્માઓ 'કુસમય' લહી ભગ્ન થાતા સદૈવ;
ઉચ્ચાત્માઓ નિજ 'મન' થકી ભિન્ન થાતા કદી ના,
'સંયોગો' કે વિધિ–અરૂચિ'થી ખિન્ન થાતા કદી ના." ૨

જીતે છે એ સ્થિતિ–નૃપતિને, દાસ તેને કરે છે,
સેવા તેથી અધિક લઇને, તાજ તેનો હરે છે;
સંકલ્પોની અપરિમિત જે 'શકિત' છે ગુપ્ત તેની—
ધારા વ્હેતી નિશદિન અહા! માનવી–અંતરેથી. ૩

ત્યારે ભ્રાતા, કર મન વિષે 'શુદ્ધ સંકલ્પ આજે,—
"કાર્યો મારાં નિશદિન હજો વિશ્વ–કલ્યાણ કાજે;"
ઇચ્છા તેના પ્રતિ–ફલ તણી ઇશને સોંપશે જો,
આજ્ઞા તારા પુનિત દિલની દેવ ના લોપશે તો. ૪

જેમ્સ એલન.

# હૃદય.

( હરિગીત છંદ. )

નિજ હૃદયને પાવન કરો,
　　જીવન અનૂપમ તો થશે,
મુક્તિ કલહોથી સદા,
　　સુખ સદ્‌ગુણોથી પૂરશે;
બલવાન, વિદ્યાવાન ને
　　સ્વાધીન થાશો સર્વદા,
મન વશ કરીને વર્તશો
　　તો દુઃખ જોશો ના કદા.
*મન ને હૃદયમાં આપના
　　શત્રુ સદા વસતા જહીં—
પાવન-હૃદય થઇ શોધશો
　　તો મુક્તિ પણ મળશે તહીં.

**જેમ્સ એલન.**

---

*** પાઠાન્તરઃ—**

મનને હૃદયમાં આપના
　　જ્યાં શત્રુઓ વસતા સદા;
ત્યાં, શુદ્ધ દિલથી શોધશો
　　તો મિત્ર પણ મળશે તદા.

# મન.

( હરિગીત છંદ )

મન એજ માનવજાતિની
 ગુરૂ-શકિતઃ ને શું શું નહીં ?
જીવન તથા ચારિત્ર્ય કેરી
 આદ્ય-શકિત છે સહી;
મન એજ માનવ છે સ્વયં,
 મન સ્હાયથી સૌ થાય છે,
વિચારના ઓજારથી અહીં
 વસ્તુ માત્ર ઘડાય છે. ( ૧ )
જે જે શુભાશુભ ચિન્તનો,
 મનમાં કરે છે માનવી,
પરિણામ તેવાં તે સહે છે;
 વાત નિશ્ચય જાણવી;
એકાન્તમાં બેસી અને
 કરતા વિચારો જન બધા,
સ્થિતિરૂપ તે આદર્શ*માં,
 જન-કૃતિ બને છે સર્વદા ( ૨ )

જેમ્સ એલન.

* આદર્શ-અરિસો.

# અશુદ્ધિ-સંશોધન.

| પૃષ્ઠ સંખ્યા. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧ લી | જે | જેમ |
| ૨ | ૧૬ મી | ને | (કાંઇપણ ન જોઇએ) |
| ૧૪ | ૨૦ મી | અસદ્ વિચાર | અસદ્વિચાર |
| ૧૫ | ૩ જી | ,, | ,, |
| ૧૫ | ૧૫ મી | ,, | ,, |
| ૧૫ | ,, | ,, | ,, |
| ૧૫ | ૨૨ મી | ,, | ,, |
| ૧૭ | ૧૦ મી | મહા પુરૂષ | મહાપુરૂષ |
| ૧૭ | ૧૫ મી | પત્નિના | પત્નીના |
| ૧૮ | ૧ લી | વૃક્ષસ્થલ | વક્ષસ્થલ |
| ૧૯ | ,, | નિધનતા | નિર્ધનતા |
| ,, | ૩ જી | અસદ્ધ વિચારો | અસદ્વિચારો |
| ,, | ૨૨ મી | सत्ये न | सत्येन |
| ૨૨ | ૧૭ | માટ | માટે |
| ૨૫ | ૯ મી | કેલિડોસ્કોપ પછી (છે) ઉમેરીને વાંચવું | |
| ૨૬ | ૩ જી | પૃથ્વી તલ | પૃથ્વીતલ |
| ,, | ૭ મી | बलहीन न | बलहीनेन |
| ૨૭ | ૮ મી | સંયોગ પછી (એ) ઉમેરીને વાંચવું | |
| ૩૦ | ૯ મી | બીજો (એ) | વધારાનો છે |
| ,, | ૧૦ મી | કાઇ | કાંઇ |
| ,, | ૨૧ મી | નીસરણુ રૂપ | નીસરણીરૂપ |
| ૩૧ | ૨૨ મી | કયા | કર્યા |
| ,, | ,, | મનોરથ મય | મનોરથમય |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | ૧૪ મી | એમ હત્ | એ મહત્ |
| ૩૩ | ૧૦ મી | Whax | What |
| ૩૫ | ૩ જી | (બન્ને સાથે) વધારાના શબ્દો છે | |
| ૩૭ | ૧૯ | સતત્ | સતત |
| ૩૮ | ૨ જી | સદ્તનથી | સદ્‌ર્તનથી |
| ,, | ૭ મી | વિચાર શુદ્ધતાના | વિચારશુદ્ધતાની |
| ૪૫ | ૫ મી | ઉદ્દગારો | ઉદ્દગારો |

## દ્વિતીય ભાગ.

| | | | |
|---|---|---|---|
| ૪ | ૧૩ મી | આધક | અધિક |
| ૫ | ૧૬ મી | સદ્દગુણ પૂર્ણ | સદ્દગુણ પૂર્ણ |
| ,, | ૨૨ મી | ચારિત્રન વેસરથી | ચારિત્ર નવેસરથી |
| ૮ | ૧૭ મી | પુર્ણતા | પૂર્ણતા |
| ૯ | ૫ મી | સદ્ વિચારો | સાદ્ચારો |
| ૧૨ | ૪ થી | પહેયાં | પહેલાં |
| ,, | ૯ મી | વાસ્વાસ્તવિક | વાસ્તવિક |
| ,, | ૨૨ થી | હથિયાંરોનો | હથિયારોનો |
| ,, | ,, | સફળના | સફળતા |
| ૧૩ | ૨૦ મી | અજ્ઞાનાવસ્થા | અજ્ઞાનાવસ્થામાં |
| ૨૧ | ૧૪ મી | મૂખતાથી | મૂર્ખતાથો |

**નોંધ**—લખતાં શોક થાય છે કે મુદ્રકોના પ્રમાદથી, લેખકની બહુએ કાળજી છતાં, અશુદ્ધિઓ રહી ગઇ છે. એક નાના સરખા પુસ્તકમાં આટલી બધી ભૂલો હોય એ આપણાં મુદ્રાયંત્રોની વ્યવસ્થા માટે શોકકારક છે. તથાપિ રા. સોમાલાલ મંગળદાસનો અમે ઉપકાર માનીએ છીએ. વાંચકોને સુધારીને વાંચવાની પ્રાર્થના છે.

# અનુક્રમણિકા.

## ( પ્રથમભાગની )



## ( દ્વિતીય ભાગની )

# માનસોદ્‌ગાર.

## વિચાર અને વર્તન.

જેમ "આહાર તેવો ઓડકાર" એ પ્રસિદ્ધ કહેવત સત્ય છે તેમ "વિચાર તેવું પરિણામ" એ પણ સત્ય છે. માણુસ જેવા વિચાર કરે છે તેવાંજ તે કામ કરે છે. અથવા એમ સમજો કે, મનુષ્યના સ્વભાવ તથા ગુણ તેના વિચારોનું પ્રતિબિમ્બ છે. જેમ બીજ વાવ્યા વિના જમીનમાંથી કોઈ પણ અંકુર ઉગતો નથી, તેમ મનુષ્યનાં દરેક કાર્યો તેના ગુપ્ત વિચારો વિના થતાં નથી.

કર્મ વિચારોનું ફૂલ છે, અને હર્ષ તથા શોક તેનાં ફળ છે. તેથી એમ સિદ્ધ થાય છે કે, મનુષ્ય હર્ષ કે શોક, સુખ કે દુઃખ જે કાંઇ મેળવે છે તે સર્વનું બીજારોપણ કરનાર તે પોતેજ છે.

માનસિક સંકલ્પોએજ આપણને બનાવ્યા છે. આપણું શરીર વિચારોનીજ મૂર્તિ છે. જે પોતાના મનમાં અયોગ્ય વિચારો કરે છે તે તરતજ કોઇ આપત્તિમાં સપડાઇ જાય છે; પરન્તુ જેના મનમાં ઉચિત તથા પવિત્ર વિચારો થયા કરે છે, તેની પાછળ હર્ષ તથા સુખ પડછાયાની પેઠે તૈયારજ રહે છે. ચિત્તમાં જેવા વિચારો થાય છે તેવાંજ કર્મો પણ થાય છે. આ જન્મમાં મનુષ્યની જે સ્થિતિ છે તે પૂર્વજન્મનાં કર્મોનું અનુરૂપ ફળ છે.

જે મનુષ્યની ઉત્પત્તિ તથા વૃદ્ધિ કુદરતના નિયમાનુસાર થાય છે તેમ વિચારની અલક્ષ્યસૃષ્ટિમાં પણ કાર્યકારણના યોગ્ય નિયમો શાસન કરે છે. ઉપાન કારણ સાથે સમ્બન્ધ રાખવાવાળી દશ્ય-સૃષ્ટિમાં કોઈ એક વ્યક્તિનું ઉત્કૃષ્ટ તથા દૈવી ચારિત્ર્ય કોઇની કૃપા કે સંયોગનું કારણ નથી, પણ સતત શુદ્ધ વિચારો કરવાનું પરિણામ છે. શુભ વિચારથી તેણે શુભ કર્મ કર્યાં હશે અને તેથી તેનું ચારિત્ર્ય સામાન્ય જનસમૂહના ચારિત્ર્ય કરતાં વિશેષ ઉજ્વલ તથા આકર્ષક છે. એ ઉજ્વલ તથા આદર્શભૂત ચારિત્ર્યનો ઉત્પાદક તથા વિકાસક તે પોતેજ છે. દીર્ઘ સમય પર્યન્ત કરેલા દૈવી વિચારાંશનું તે ફળ છે.

તેજ પ્રમાણે કોઇ પણ પુરૂષની ધૃષ્ટતા તથા અસભ્ય વર્તન તેના મલીન વિચારોમાં મચ્યા રહેવાનું પરિણામ હોય છે. પોતાનું શુભાશુભ ચારિત્ર્ય ઘડનાર મનુષ્ય પોતેજ છે. વિચારની શિલ્પ-શાળામાં મનુષ્ય એવાં શસ્ત્રો બનાવે છે કે, જે તેને માટે પ્રાણનાશક થઇ પડે છે અને તે એવાં શસ્ત્રો પણ તૈયાર કરે છે કે જેમના પ્રતાપથી ને તે સ્વર્ગીય સુખાનંદ તથા અલૌકિક સામથ્ય પ્રાપ્ત કરી શકે છે. વિચારોની પરીક્ષા કરી વ્યવહારમાં યોગ્ય સમયે તથા યોગ્ય સ્થાને તેમની સહાયતા લઈ મનુષ્ય ઉદયગિરિ શિખરપર પહોંચી શકે છે. તેથી ઉલટું, વિચારોની પરીક્ષા કર્યા વિનાજ તેમને વ્યવ-હારમાં મૂકનાર મનુષ્ય અધમ શ્રેણીમાં પણ પ્રવેશ કરી શકે છે. ચારિત્ર્યની ઉત્કૃષ્ટ તથા અધમ એ બે મુખ્ય સીમાઓનો સર્વ શ્રેણી-ઓમાં સમાવેશ થાય છે. એ બન્નેનો ઉત્પાદક તથા સ્વામી મનુષ્ય પોતેજ છે.

જીવાત્મા વિષે જે જે વાતો પ્રસિદ્ધ કરવામાં આવી છે તે સર્વમાં " મનુષ્ય પોતે વિચારોનો સ્વામી છે; ચારિત્ર્યનો સંગઠન કર્તા છે, અને પોતાની સુખ દુઃખ અને હર્ષ શોકવાળી સ્થિતિ બનાવનાર તે પોતેજ છે " એથી વિશેષ મહત્વની, વિશેષ ફળદાયી, વિશેષ સંતોષકારક અને દૈવી આશીર્વાદથી પરિપૂર્ણ કોઈ વાત નથી.

વિચારાનુકૂલ કર્મ થાય છે અને **बुद्धि कर्मानुसारिणी** । એ ન્યાયે જેવાં કર્મ કરે તેવી તે બુદ્ધિ મેળવે છે. તે બુદ્ધિના પ્રમાણમાં પ્રેમનાં તત્વો તે ફેલાવી શકે છે. એ ક્રમાનુસાર તે સુખદુઃખનો અનુભવ કરી શકે છે.

ગમે તેવી બલહીન તથા દરિદ્રતાની સ્થિતિમાં પણ મનુષ્ય પોતાનો સ્વામી છે. પરન્તુ એવી સ્થિતિમાં તે અજ્ઞાન સ્વામી ગણાય છે. જ્યારે તે પોતાની સ્થિતિપર વિચાર કરવા તથા જીવનના આધારભૂત નિયમોને દૃઢતાથી શોધવા લાગે છે ત્યારે તે બુદ્ધિમાન સ્વામી બની જાય છે. જે પોતાના ચાતુર્યથી આત્મબળને અગ્ર કરી કાર્ય કરે છે અને સુપરિણામજનક વિચારો કરે છે તે નિઃસંશય મનસ્વી પુરૂષ છે. કેવલ એજ રીતિથી મનુષ્યને પોતાના અન્તરસ્થ વિચાર નિયમોનું જ્ઞાન થાય છે અને એવા પ્રકારનું જ્ઞાન મનુષ્યને આન્તરિક દૃઢતા તથા અનુભવથી પ્રાપ્ત થાય છે. ભૂમિનું પરિશોધન કર્યા પછી ખાણો ખોદવામાં આવે ત્યારેજ મનુષ્ય સુવર્ણાદિ પ્રાપ્ત કરી શકે છે. એજ પ્રમાણે મનુષ્ય પોતાના જીવન સાથે સમ્બન્ધ રાખનારાં સત્યો શોધી શકે છે. યદિ જીવાત્માની ગહન શોધ કરે તો તે સમયે તેને પૂર્ણ વિશ્વાસ હોઇ એ નિશ્ચય થઇ જશે કે તેના વર્તનને બનાવનાર તે પોતેજ છે. યદિ મનુષ્ય પોતાની પરીક્ષા કરતો રહે

અને પોતાના વિચારોને સ્થિતિ તથા સંયોગાનુસાર બદલતો રહે તથા તેમ કરવાથી પોતાની તેમજ અન્ય જનોની સ્થિતિ પર શી અસર થાય છે એ ધ્યાનપૂર્વક જોતો રહે અને સાથેજ તેના કાર્ય કારણના સમ્બન્ધો પર દઢતાથી પોતાનું સત્યસ્વરૂપ જાણે તો એજ વિદગ્ધતા છે.

જે મનુષ્ય દ્વારપર ઉભો રહી સાંકળ ખખડાવે છે તેને માટે દ્વાર અવશ્ય ઉઘાડવામાં આવે છે. પરન્તુ મનુષ્ય જ્ઞાન મન્દિરમાં પ્રવેશ કરી શકે છે એ વાત કેવલ દઢતા, અભ્યાસ અને સતત પ્રયત્નથીજ તેને જણાય છે. સુપરિણામજનક વિચારો કરવામાં પણ એ ત્રણ વાતો પ્રધાનપણે ઉપયોગમાં લાવવી જોઇએ.



# સ્થિતિપર વિચારોની અસર.

મનુષ્યનું મન એક બાગના જેવું છે, જેમાં તે ચાહે તેવાં ફળ-ફૂલ ઉત્પન્ન કરી છે અથવા તો તેને સર્વથા ઉજડ પણ કરી શકે છે. પરન્તુ એ નિઃસંશય છે કે, યદિ તેમાં સદ્વિચારરૂપ બીજ વાવવામાં આવે અને તેની ઉપેક્ષા ન કરવામાં આવે તો અવશ્ય સુપરિણામ-રૂપ ફળફુલ લાગે છે. જેમ એક માળી પોતાના બાગમાં બીજ વાવવા પૂર્વે તેમાંથી કચરો પૂંજો સાફ કરે છે, કંટકજનક વૃક્ષોને સમૂળ ઉખેડે છે, અંકુર ઉગવામાં બાધક થાય એવા મોટા પત્થરો દૂર ફેંકે છે; તેમ મનુષ્યે પોતાના મનોદ્યાનમાં સદ્વિચારરૂપ બીજ વાવવા પૂર્વે મૂર્ખતા ભરેલા, અસત્ તથા મલિન વિચારોને દૂર કરી દેવા જોઇએ. તદન્તર ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરી શકાય તેવા સત્ તથા પવિત્ર વિચારો કરવા જોઇએ. એમ કરવા પછી મનુષ્યને તરત જણાઇ આવે છે કે, તે જીવાત્મારૂપ ઉદ્યાનનો સમ્પૂર્ણ સ્વામી છે. એ પ્રમાણે તે પોતાના આન્તરિક વિચારનિયમને, તથા વિચારશક્તિ તથા મસ્તિષ્કતત્વ એના વર્તન, સ્થિતિ તથા ભાગ્યપર શી અસર કરે છે તે જાણી લે છે.

વિચાર અને વર્તન એકજ વસ્તુ છે. વર્તન, તેની આસપાસની સ્થિતિનાં સાહિત્યો તથા ચાલચલગત દ્વારા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. એજ કારણથી પ્રત્યેક મનુષ્યની બાહ્ય સ્થિતિ તેની આન્તરિક સ્થિતિ સાથે સમતા કરતી જણાય છે. એનો અર્થ એમ નથી કે અમુક મનુષ્યની કોઈ નિયત સમયની સ્થિતિ તેના સમ્પૂર્ણ જીવન-

ક્રમનો આદર્શ છે; પરન્તુ એનો અર્થ એજ છે કે, એની વર્તમાન સ્થિતિનો ક્રમ, તેના કોઇ આન્તરિક વિચાર સાથે એવો ગાઢો મળી ગયો છે કે, તે ક્રમ તેજ સમયે પ્રગટ થવો આવશ્યક છે.

મનુષ્ય ગમે તે દશામાં હોય પણ તે તેના જીવનના નિયમ પ્રમાણેજ છે એમ સમજવું. જીવનમાં પરિવર્તિત કરી દીધેલા વિચારો તેને ત્યાં લઇ ગયા છે. અમુક સંયોગથી એને એવી દશા મળી છે એવું કાંઇ નથી, સર્વ તેના જીવન નિયમનું પરિણામ છે કે જે કદિ પણ ભૂલ કરતો નથી. એ નિયમ જે લોકો પોતાની આસપાસની સ્થિતિની ઐક્યતાની બહાર જુએ છે તથા એ પર ધૈર્ય રાખે છે તેમને લાગુ પડે છે.

મનુષ્ય, એ ગુપ્ત રહસ્યોનો સ્ફોટ કરનાર તથા ઉન્નતિપરાયણ સૃષ્ટિ છે. તે નિરન્તર ઉન્નતિપરાયણ રહે એટલાજ માટે તેને ભિન્ન ભિન્ન દશાઓમાં મૂકવામાં આવે છે. જ્યારે એવી અનેક દશાઓમાંથી પસાર થઇ, જીવનની સત્ય સ્થિતિ પાસે જીવાત્માનો પાઠ શીખી રહે છે—જીવન નિયમોનાં રહસ્યો જાણી લે છે, ત્યારે પ્રથમ સ્થિતિ, તદ્ભિન્ન સ્થિતિ માટે સ્થાન ખાલી કરી ત્યાંથી પ્રયાણ કરે છે. અર્થાત્ તે મનુષ્યની સ્થિતિમાં સત્વર પરિવર્તન થઇ જાય છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાને બાહ્ય દશાઓથી ઉત્પન્ન થએલો માને છે ત્યાં સુધી તે વિવિધ દશાઓનો અનુભવ કરે છે. પરન્તુ જ્યારે તેને એ દૃઢ નિશ્ચય થઇ જાય છે કે, પોતાના ચારિત્ર્યને ઘડનાર તે પોતેજ છે ત્યારે, અને જીવનની બાહ્ય દશાઓ જેમાંથી ઉત્પન્ન થાય છે તે જીવનની ગુપ્ત ભૂમિકા તથા બીજ પર શાસન કરવા લાગે છે તે વખતે તે પોતાનો સત્યસ્વામી બની જાય છે.

જેમણે લાંબા સમય સુધી આત્મશાસન તથા ચિત્તશુદ્ધિ કરવાનો અભ્યાસ કર્યો હશે તે મનસ્વીઓએ જાણી લીધું હશે કે બાહ્યદશાઓ આન્તરિક વિચારાનુકૂલ થઇ જાય છે. કારણ કે તેણે એ વાત જોઇ લીધી હશે કે જેમ તેણે વિચારોમાં પરિવર્તન કર્યું હશે તેમ તેની બાહ્યદશાઓમાં પણ પરિવર્તન થતું ગયું હશે.

એ વાત સ્પષ્ટ કરવા માટે આપણે એક દૃષ્ટાંત લઇએ. એક વિદ્યાર્થી કે જે આલસ્યને લીધે તેના પાઠોમાં ધ્યાન ન આપવાથી વર્ગમાં નિમ્નશ્રેણી પર રહે છે. તેના અધ્યાપકો, માતાપિતા અને હિતેચ્છુઓ તેને સમજાવી સમજાવીને થાકી ગયા છે. શિક્ષકે દંડનીતિનો પણ આશ્રય કર્યો છે તથાપિ તે સુધરતો નથી. એવી દશામાં તે તેનું આખું વર્ષ વ્યતીત કરે છે. અંતે પરીક્ષા આવે છે તેમાં, તે નિષ્ફળ થાય છે. ધારો કે તેનો એક મિત્ર પાઠોમાં ધ્યાન રાખવાથી તથા ખંતથી ઉદ્યોગ કરવાથી ઉત્તીર્ણ થાય છે. સફળ થએલા વિદ્યાર્થીઓને જ્યારે ધોરણ ચઢાવવામાં આવે છે ત્યારે તે રડવા માંડે છે ઘેરે પણ કોઇ માનથી બોલાવતું નથી એટલે તે તેના મન સાથે નિશ્ચય કરે છે કે, ફરવા હરવામાં તથા ગામગપાટામાં વૃથા જતા સમયનો બચાવ કરી અધ્યયનમાં ધ્યાન આપવું જોઇએ અને તે તે પ્રમાણે કરવા માંડે છે અને બીજી પરીક્ષામાં ઉત્તીર્ણ થાય છે. પાઠકો સમજી ગયા હશે કે, કેવલ વિચાર બદલવાથી તથા તદનુસાર વર્તવાથી તે તેના કાર્યમાં સફળ થયો. મનુષ્ય પોતાના અયોગ્ય કર્મોનો પશ્ચાતાપ કરી જ્યારે શુભ પરિણામ જનક વિચારો કરવા લાગે છે કે ત્યારથીજ તેને સફળતાનાં ચિન્હો દૃષ્ટિગોચર થાવા માંડે છે. **શુભ વિચાર એ શુભ કાર્યનો**

આરંભ છે. શુભ કાર્ય પવિત્ર તથા ઉદાત્ત જીવનનું મૂળ છે. કોઇ મનુષ્ય જે માત્ર શુભ વિચારોજ કર્યા કરે અને તે પ્રમાણે વર્તે નહિ તો તે તેની સ્થિતિ કદિપણ સુધારી શકશે નહિ. પરંતુ વિચારોનું મહત્વ એટલા માટે ગાવામાં આવે છે કે, જેમ સૂર્યોદયનું પરિણામ પ્રકાશ છે તેમ વિચારનું પરિણામ મનુષ્યનાં કાર્ય છે. શુભ વિચારનું પરિણામ શુભ કાર્ય છે અને અશુભ વિચારનું પરિણામ અશુભ કાર્ય છે. જેમ સ્વાદિષ્ટ કેરીઓ ખાવાની લાલસાવાળા સજ્જને પોતાના બાગમાં આમ્રવૃક્ષનાં બીજજ વવાડવાં જોઇએ તેમ શુભકાર્ય કરી સંસારમાં સુખી સ્થિતિ, કીર્તિ વગેરે મેળવવાની ઇચ્છા રાખનારે શુભ વિચારનુંજ સેવન કરવું જોઇએ.

મનુષ્યના મનમાં જેવા વિચારો ચાલતા હોય છે તેવાજ પદાર્થો તરફ તે આકર્ષાય છે. જીવનની વિવિધ દશાઓ જીવાત્માને તેનું સ્વરૂપ ઓળખાવવામાં અર્થાત્ તેની ધારેલી ભૂમિકા સુધી પહોંચવામાં સહાયભૂત થાય છે.

મનોદ્યાનમાં જે પ્રકારનું વિચારરૂપ બીજ વાવવામાં આવે છે તેજ પ્રકારનું અનુરૂપફળ કાર્ય રૂપે પ્રગટ થાય છે. અશુભ વિચારોનું અશુભ પરિણામ, શુભ વિચારોનું શુભ પરિણામ. ત્યારે એવો કયો મનસ્વી પુરૂપ હશે કે જે અશુભ વિચારો કરી પોતાના હાથેજ પોતાનો સંહાર કરશે ?

વિચારોની આન્તરિક સૃષ્ટિની પેઠે દશાઓની બાહ્ય સૃષ્ટિ પોતાનું રૂપ, રંગ તથા અધિકાર ધારણ કરે છે. સારી તથા માઠી દશાઓ મનુષ્યના પ્રતિનિધિ રૂપ છે, જે તેને અંતિમ પરિણામ પ્રાપ્ત કરાવવામાં સહાયતા કરે છે. એથી જેણે જેવું વાવ્યું હોય છે તેવુંજ તે લણે છે.

મનુષ્ય પોતાના આન્તરિક વિચારો અને ઇચ્છાઓનું અનુકરણ કરી સારા કે નઠારા ગમે તે માર્ગપર ચાલે–શુભ વિચારોનું અનુકરણ કરે અથવા અશુભ વિચારોનું અનુકરણ કરે પરન્તુ અંતે તે જીવનની બાહ્યદશાઓની ફળ પ્રાપ્તિના સ્થાનોપર પહોંચી જાય છે અને કરેલા કર્મોનાં ફળ ભોગવે છે. તેથીજ કહ્યું છે કે, **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः।** મન એજ મનુષ્યની સદ્‌ગતિ તથા દુર્ગતિનું કારણ છે. સુજ્ઞ પાઠકો સમજી ગયા હશે કે, અત્ર મન અર્થાત્ મનમાંના શુભાશુભ વિચારોજ મનુષ્યનાં સત્ અસત્ કાર્યમાં કારણભૂત થાય છે. મનના **વિચાર પ્રમાણે કાર્ય** થાય છે અને કાર્ય પ્રમાણે તેનું ફળ તેને ભોગવવું પડે છે.

કોઇપણ મનુષ્ય વૈસ્યા, મદિરા કે બન્દીગૃહમાં જાય છે તે ભાગ્ય કે સંયોગના બલાત્કારથી જતો નથી, પરન્તુ અમંગલ વિચારો તથા તુચ્છ વાંચ્છનાના માર્ગપરથી તે ત્યાં પહોંચે છે. બહારથી શુદ્ધ અંતઃકરણવાળા માણસો બાહ્ય સત્તાના અધિકાર બલાત્કારથી કોઇ પણ શિક્ષાને પ્રાપ્ત થતા નથી. પરન્તુ દીર્ઘસમયથી આશ્રિત થઇ રહેલા તથા પોષણ પામેલા અશુભ વિચારોની શકિતપ્રબલતાથીજ તેવી સ્થિતિને પ્રાપ્ત થાય છે અર્થાત્ તે કાર્ય કરવા માટે તત્પર થાય છે. બાહ્ય સંયોગો મનુષ્યને બનાવે છે એટલુંજ નહિ કિન્તુ તેની આન્તર–સ્થિતિ પ્રગટ કરી બતાવી દે છે.

સૃષ્ટિમાં એવાં કોઇ પણ કારણો નથી કે, જેના દ્વારા મનુષ્ય અસત્ય પંથ પ્રત્યે પ્રયાણ કરી દુઃખભાગી થઈ શકે. જ્યારે મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિજ કોઇ કુમાર્ગ પ્રત્યે થાય છે ત્યારેજ તે તેવી

સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. તેથી જ્યાં સુધી મનુષ્ય પોતાના અંતઃકરણપૂર્વક સન્માર્ગ માટે પ્રવૃત્તિ ગ્રહણ ન કરે ત્યાં સુધી બાહ્યજીવનનું એક પણ કારણ નથી કે, જે તેને સન્માર્ગે ચઢાવી શકે અને તેને ખરા આનંદનો અનુભવ કરાવી શકે. જે વસ્તુનો સમ્બન્ધ તેની મનઃસૃષ્ટિ સાથે રહે છે તેજ વસ્તુ તરફ તે આકર્ષાય છે. મનુષ્યો જે પદાર્થ પ્રત્યે આકર્ષાય છે તેને તેઓ ચાહે છે એટલુંજ નહિ કિન્તુ તેઓ પોતે તે પદાર્થમયજ હોય છે. તેમના વિચારો તથા તૃષ્ણાઓ પદેપદે છિન્નભિન્ન થઇ જાય છે; પરન્તુ આન્તરિક વિચારો તથા ઇચ્છાઓ તેમના શુભાશુભ વિચારરૂપ ખોરાકથી પળાતી રહે છે. અર્થાત્ પવિત્ર વા અપવિત્ર આહારથી મનુષ્ય પર જે અસર થાય છે તે જ—કિંબહુના તેથી પણ વિશેષ પ્રભાવશાલી—અસર શુભાશુભ વિચારોથી જીવાત્મા પર થાય છે.

અભક્ષ્ય આહાર વિષે જેટલું ધ્યાન આપવામાં આવે છે તેથી પણ વિશેષ અશુભવિચાર અન્તરને ભ્રષ્ટ ન કરે એ માટે લક્ષ્ય આપવું જોઇએ. આ પવિત્રતમ તથા અમર આત્માને ભ્રષ્ટ કરવામાં અભક્ષ્ય આહાર કરતાં અશુભ તથા મલિન વિચારો મનુષ્યનું વિશેષ અકલ્યાણ કરે છે. એમનાથી દૂર રહેનાર વ્યક્તિ અભક્ષ્ય ભક્ષણથી દૂર રહી શકે છે.

જે અધ્યાત્મજ્ઞાન આપણા અન્તિમ પરિણામની મૂર્તિઓ ઘડે છે, તે જ્ઞાન આપણા અંતરમાં જ છે—તે આપણે પોતેજ છીએ. આપણે પોતેજ આપણા હાથમાં લોઢાની બેડીઓ નાખી છે. વિચાર તથા કર્મ ભાગ્યરૂપ બન્દીગૃહના અધિકારીઓ છે. જ્યારે મનુષ્ય અપવિત્ર વિચારરૂપ દોષ કરે છે કે તરત તેઓ તેને ચતુર્ભુજ કરી

દે છે! મનુષ્ય જે વસ્તુની ઇચ્છા કરે છે અથવા જેને માટે ઇશ્વરની પ્રાર્થના કરે છે તે વસ્તુ તેને પ્રાપ્ત થતી નથી; પરન્તુ જે વસ્તુને સત્યતાપૂર્વક મેળવવાની ઇચ્છા કરે છે તેજ વસ્તુ તેને મળે છે. તેની ઇચ્છા અને પ્રાર્થના જ્યારે વિચાર તથા કર્મ સાથે પૂર્ણ પણે એકરૂપ થઇ જાય છે ત્યારેજ તે પૂર્ણ થાય છે તથા પ્રાર્થનાનો પ્રત્યુત્તર મળે છે.

"પ્રાપ્ત સ્થિતિની સાથે યુદ્ધ" એટલે શું? એનો અર્થ એ થાય છે કે, મનુષ્ય નિત્ય અમુક દિવસો સુધી એક કાર્યની વિરૂદ્ધ વિદ્રોહ કરે છે કે જે વિના (અર્થાત્ જો તે વિદ્રોહ ન કરે તો એમ સમજવું જોઇએ કે તે પરિણામ સામે લડત ચલાવતો નથી) તે દરેક વખતે તેના કારણને તેના મનમાં પાળે છે. એ કારણ જાણી જોઇને દુષ્ટતા વા અજ્ઞાત નિર્બળતાનું રૂપ ધારણ કરે છે. એ ગમે તે હો, પરન્તુ તે પોતાના વિદ્રોહથી તેના સ્વામીના ભલાઇના ઉપાય તથા ઉદ્યોગનો અવરોધ કરે છે, અને એજ પ્રમાણે જાણે તે પોતાની ઉન્નતિ કરવા માટે જોરથી બૂમ પાડે છે.

મનુષ્ય પોતાની બાહ્ય સ્થિતિને સુધારવા માટે બહુજ આતુર હોય છે; પરન્તુ પોતાને સુધારવા માટે ઇચ્છાપૂર્વક નહિ કિન્તુ ફરજીયાત કાર્ય કરે છે. જે મનુષ્યો પોતાની ઇચ્છાઓ તથા ઇન્દ્રિયોપર અંકુશ રાખવામાં વિલમ્બ કરતા નથી, તે પોતાના મનોરથોને પ્રાપ્ત કરવામાં કદિપણ નિષ્ફળ થઇ શકતા નથી. આ સિદ્ધાન્ત જેમ સંસારની મનોરથસિદ્ધિ માટે સત્ય છે તેમ પરહિત સાધવા માટે પણ ખરો છે. જે મનુષ્યની ઇચ્છા દ્રવ્યોપાર્જન કરવાની હોય છે, તેને દ્રવ્ય પ્રાપ્તિ પૂર્વે કેટલાંક દુઃખ સહન કરવાં પડે છે; અને જે મનુષ્ય

શક્તિમાન જીવન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતો હોય તણે ઇંન્દ્રિય-દમન કરવું અત્યાવશ્યક છે.

એક મનુષ્ય અતિ દરિદ્રિ છે. તેની બાહ્ય સ્થિતિ તથા ઘરની આરામ આપનારી વસ્તુઓ અને વાતો સુધરી જાય એવી તેને અત્યન્ત ચિન્તા છે; પરન્તુ તે પોતાના કર્તવ્યથી સદૈવ વિમુખ રહે છે અને સ્થિતિ સુધારવાની ઇચ્છા રાખે છે. તે એમ વિચાર કરે છે કે, તેને પરિશ્રમનો બદલો બહુજ મોડો અને થોડો મળે છે તેથી તેના સ્વામીનો વિશ્વાસઘાત કરવામાં કોઇ પણ પ્રકારનો દોષ નથી. એ કારણથી તે ઉદ્યોગના વિરોધી આલસ્યની સાથે સંધિ કરે છે અને એક મિત્રના જેટલો તેનો સત્કાર કરે છે. એવો મનુષ્ય ઉન્નતિના મૂલભૂત પ્રારંભિક સિદ્ધાન્તોનું પણ વિસ્મરણ કરી જાય છે. એ મનુષ્ય પોતાની અધમ સ્થિતિમાંથી ઉન્નતિ સાધવાને સવથા અયોગ્ય છે. એટલુંજ નહિ કિન્તુ વાસ્તવિકમાં તે પ્રથમ સ્થિતિ કરતાં પણ વિશેષ દુઃખદ સ્થિતિમાં પડવાને યોગ્ય છે. તે આલસ્ય, છલ અને મનુષ્યત્વથી વિપરીત વિચારો કરી તેવી સ્થિતિને નિમંત્રે છે. તાત્પર્ય કે, જ્યાં સુધી એક દરિદ્રી મનુષ્ય સમ્પત્તિવાન્ બનવા માટે યોગ્ય વિચારો કરી તદનુસાર પરિશ્રમ ન કરે અને માત્ર ઇચ્છાજ કર્યા કરે તે તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાને પાત્ર નથી.

હવે એક શ્રીમન્તનું દષ્ટાન્ત લો. તે અજીર્ણના વ્યાધિથી પીડાય છે કે જે તેનની અતિ આહારની ટેવથી થયો છે. તે રોગ મુકત થવા માટે ઘણા બધા દ્રવ્યનો વ્યય કરવા પાટે પણ તત્પર છે પરન્તુ પોતાની અતિ આહારની ટેવનો પરિત્યાગ કરવાને વા

તેને વશ કરવાને ઇચ્છતો નથી. તે એમ ચાહે છે કે, " હું મનગમતા સ્વાદિષ્ટ પદાર્થો ખાધા કરૂં અને રોગમુક્ત રહું. " એવો મનુષ્ય પોતાની આરોગ્યતા જાળવી રાખવા માટે સર્વથા અયોગ્ય છે. કારણ કે તેણે હજી આરોગ્યતાના પ્રારંભિક સિદ્ધાન્તોનો પણ અભ્યાસ કર્યો નથી.

એક મનુષ્ય એક ઉદ્યોગશાળાનો સ્વામી છે. તે એવી ન સમજાય તેવી કાર્ય પદ્ધતિ ગ્રહણ કરે છે કે, તે મજુરોને ઠરાવેલી મજુરી ન આપે અને પોતેજ અલ્પ સમયમાં એક મહા ધનાઢ્ય બની જાય. એવો વિચારજ કરે છે એટલું જ નહિ કિન્તુ તે તે પ્રમાણે વર્તે છે. સેવકોને નિશ્ચિત વેતન કરતાં ઓછું વેતન આપે છે. થોડા દિવસ પછી તેને માલમ પડે છે કે, એ પદ્ધતિથી તેની કીર્તિ તથા દ્રવ્ય ઉભયનું દેવાળું નીકળી ગયું છે ત્યારે તેનો પરિત્યાગ કરવાને બદલે દૈવને દોષિત ગણે છે. તેણે પોતેજ એવી સ્થિતિનું આવ્હાહન કર્યું હતું એ વાત તે ભૂલી જાય છે. એવો મનુષ્ય પ્રતાપી થવાને યોગ્ય નથી.

એ ત્રણ ઉદાહરણો કેવલ એ વાતની સત્યતા પ્રગટ કરવા માટે આપ્યાં છે કે, મનુષ્ય પોતેજ પોતાને સર્વ સ્થિતિઓમાં મૂકે છે. ધનવાન્ કે નિર્ધન, વિદ્વાન્ કે મૂર્ખ, બલવાન્ કે નિર્બળ, વ્યાવહારિક કે અવ્યાવહારિક—મનુષ્ય પોતે પોતાના હાથેજ બને છે. કોઇ વિદ્યાર્થી પોતાની પરીક્ષાનું શુભ પરિણામ જોવા ઇચ્છતો હોય અને તેના વિચારો તે પરિણામને અનુકૂળ ન હોય તો એમ સમજવું કે તે તેના મનોરથસિદ્ધિના માર્ગમાં કંટક વીખેરે છે.

મનુષ્યની સ્થિતિ દરેક વાતમાં એવી ગુંચવણ ભરેલી તથા વિચારનું મૂળ એટલું ઉંડું હોય છે કે દરેક પુરૂષના આનન્દો બીજાના આનન્દો કરતાં ભિન્ન હોય છે. તેથી કોઇ પણ મનુષ્યની આત્મિક સ્થિતિનું વર્ણન તેની બાહ્ય સ્થિતિ પરથી કરી શકાતું નથી. કેટલાક મનુષ્યો પ્રમાણિક હોવા છતાં નિર્ધન તથા કેટલાક અપ્રમાણિક હોવા છતાં અર્થવાન હોય છે.

સાધારણત: ગહન વિચાર ન કરનારને પ્રમાણિક મનુષ્ય દુ:ખી અને અપ્રમાણિક મનુષ્ય સુખી જણાય છે. પ્રમાણિક જનો તેમની મનોરથ સિદ્ધિમાં નિષ્ફળતા અને અપ્રમાણિક મનુષ્યો સફળતા પ્રાપ્ત કરતાં દૃષ્ટિગોચર થાય છે. પરન્તુ એ અનુમાન વાસ્તવિક નથી. ખરૂં તો એ છે કે, એ પ્રમાણિકતા તથા અપ્રમાણિકતા બહારનીજ હોય છે. બહારથી પ્રમાણિક દેખાતા માણસો વાસ્તવિકમાં અપ્રમાણિક હોય છે; જ્યારે બહારથી અપ્રમાણિક જણાતા મનુષ્યો અંતરથી સુપ્રમાણિક હોય છે. એજ કારણથી પ્રમાણિક જનો દુ:ખી અને અપ્રમાણિક જનો સુખી હોય એમ જણાય છે, તેથી એટલું તો સ્વીકારવુંજ પડે છે કે, અસદ્ વિચારોવાળો માણસ અધર્મી તથા અપ્રમાણિક હોય છે, અને સદ્વિચારોવાળો માણસ સર્વથા પ્રમાણિક હોય છે.

પરન્તુ ગહન વિચાર તથા અધિક વિસ્તૃત અનુભવના પ્રકાશમાં ઉપરોક્ત ન્યાય અસત્ય ઠરે છે. અસદ્વિચાર, કરનાર મનુષ્યમાં કોઇક એવા પ્રશંસાયોગ્ય ગુણો હોય છે કે જે ગુણો બીજા પ્રમાણિક મનુષ્યમાં પણ હોતા નથી. જ્યારે પ્રમાણિક મનુષ્યોમાં એવા ધિક્કારવાયોગ્ય તથા પાપપૂર્ણ અવગુણો હોય છે કે જે એક અધ-

મમાં અધમ મનુષ્યમાં પણ હોતા નથી. પ્રમાણિક મનુષ્ય પોતાના પ્રમાણિક વિચારો તથા કાર્યોનાં શુભ પરિણામ મેળવે છે; અને તેના અવગુણોના બદલામાં અશુભ પરિણામ પણ જુએ છે. એજ પ્રમાણે અસદ્‌વિચારો કરનાર અપ્રમાણિક જન પણ શુભાશુભ પરિણામ જુએ છે.

મનુષ્યના અપરિપક્વ વિચારોનો એટલો વિશ્વાસ કરવો કે, એક મનુષ્ય તેના સદ્‌ગુણોના બદલામાં દુઃખોજ ભોગવે છે; તે કદાચિત્ મનુષ્યના મનની ક્ષણિક પ્રસન્નતાનું કારણ થશે, કિન્તુ જ્યાં સુધી મનુષ્ય પોતાના મનમાંથી દરેક અનુચિત, કટુ, તથા મલિન વિચારોને મૂળમાંથી ઉખેડી દૂર ફેંકી નહિ દેશે અને દરેક પાપિષ્ટ કલંકોને પોતાના આત્માપરથી ધોઇ નહિ નાખશે, ત્યાં સુધી તેનાં દુઃખ સદ્‌વિચારોનાં પરિણામ છે એમ કહેવાનો તેને કોઇ અધિકાર નથી. સિદ્ધિની ચરમ સીમાપર પહોંચવા પૂર્વે માર્ગમાં જ એ વાત મનુષ્યને તેના મન અને આત્માપર અમલ કરતી દ્રષ્ટિગોચર થાય છે કે તે મહાન્ નિયમ નખથી શિખા પર્યન્ત સ્વયં ન્યાયરૂપ ભાસે છે. એ સદ્‌વિચારોને બદલે દુઃખ તથા અસદ્‌વિચારોને બદલે સુખ કદિ પણ દેખાડતો નથી. એ જ્ઞાન પ્રાપ્ત કરીને મનુષ્ય પોતાની ગત અજ્ઞાનતા તથા મૂર્ખતાપર વિચાર કરતાં જાણી જાય છે કે એની વ્યવસ્થા જીવનના અસ્તિત્વ પૂર્વે પણ ઠીક હતી, અને હમણાં પણ ઠીક છે. વળી પૂર્વકાલના સુખ દુ;ખ તેના વિચાર તથા કર્મનાં ફળ હતાં. સદ્‌વિચારોનું પરિણામ કદિ પણ અસત્કાર્ય આ-વતું નથી, તેમ સત્કર્મનું પરિણામ કદિ પણ અસુખકર આવતું નથી. તેજ પ્રમાણે અસદ્‌વિચારો તથા અસત્કર્મોનું કદિ પણ શુભ

પરિણામ આવતું નથી. "ઘઉં વાવ્યે ઘઉં થાય છે: જવ વાવ્યે જવ થાય;" બાવળના વૃક્ષનું બીજારોપણ કરવાથી આમ્ર વૃક્ષ વા આમ્રના બીજમાંથી બાવળ ઉગેલું કદિ પણ જોયું કે સાંભળ્યું નથી સ્થૂલ જગત્માં એ નિયમને સૌ સ્વીકારે છે તથા તથૈવ વ્યવહાર પણ કરે છે. પરન્તુ બુદ્ધિ તથા ધર્મ સમ્બન્ધી સંસારમાં પણ એ નિયમનો અંગીકાર કરતા હોય એવા વિરલાજ છે. જો કે એનો અમલ ત્યાં પણ એવોજ છે કિન્તુ સર્વ મનુષ્યો એ વાતમાં સહમત થતા નથી.

દુઃખ એ કોઇ પણ પ્રકારના અસદ્વિચારનું પરિણામ છે. અથવા તે એ વાતના સંકેતરૂપ છે કે, મનુષ્ય તેના જીવન નિયમની સીમા બહાર હતો—અર્થાત્ તે તદનુસાર વર્ત્યો નથી. કિન્તુ દુઃખથી એક મહાન્ લાભ એ છે કે તે મનુષ્યને શુદ્ધ બનાવી દેછે. તેનામાં જે કાંઇ અયોગ્ય વાતો વા વિચારો હોય તેમને દૂર કરે છે. જીવનમાં જે નિરૂપયોગિતા હોય છે તે પલાયન કરી જાય છે. સ્વકર્ત્તવ્યથી ભ્રષ્ટ થતા જીવને કર્ત્તવ્યપરાયણ બનાવે છે. એક વિદ્યાર્થી પરીક્ષામાં એક વખત નિષ્ફળ થવાથી બીજી વખત સ્વયંઉદ્યોગી બને છે. નિષ્ફળતા તેના પ્રમાદ—આલસ્યને દૂર કરે છે. એટલું હોવા છતાં પણ તેનો ;સ્વાગત કરનાર નરો વિરલજ હોય છે. બહુધા મનસ્વી પુરૂષો દુઃખને સુખથી પણ અધિક માનપૂર્ણ દ્રષ્ટિથી અવલોકે છે. એક ગુર્જર સાક્ષરે સત્યજ કહ્યું છે કે—

શું હું તને બન્ધુ કહું ? કર કયાસ તો કૈં ચિત્તથી :<br>
આનન્દ એ પ્રભુ રશ્મિતો શું શોક પણ તેવો નથી ?

માનવ જીવનની શ્યામતા સંતાપ સંશોધિત કરે,
દર્શન કીધાં ના દુઃખનાં પ્રભુતા શું તે પીછાનશે ? *

અન્ય ગુર્જર સાક્ષર પણ એ વિષયમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે.

સુખ વિટપતણું તો મૂળ છે દુઃખ ઉંડું,
દુઃખરૂપ લઇ પાસા સુખ શોભે છે રૂડું;
સ્મરણ ઇશતણું તો દુઃખથી થાય અંતે,
સુખથકી પણ વ્હાલા " સ્વાગતં સ્વાગતં તે. " +

એક આર્ત્ત મનુષ્યે કોઇ વિરકત મહા પુરૂષને પૂછ્યું કે 'હે ! મહાપુરૂષ દુઃખથી શું લાભ હશે ? " અહા ! તે જ્ઞાની પુરૂષે જે પ્રત્યુત્તર દીધો હતો તે સદૈવ સ્મરણમાં રાખવા જેવો છે. " વિધિ કૃતિમાં મનુષ્ય એ સુવર્ણ સમાન છે: અને દુઃખ એ અગ્નિરૂપ છે. દુઃખાગ્નિમાંથી જે અખંડ, અભેદ્ય નીકળે છે તે સુવર્ણ સમાન કાન્તિમાન્ નિષ્કલંક, તથા પરમ પવિત્ર પુરૂષ છે. " અને એજ કારણથી તો ભગવદ્ ભકત કવિ શ્રી નૃસિંહમ્હેતાએ પોતાની પત્નિના મૃત્યુરૂપ દુઃખદ સમાચાર સાંભળી આ પંકિતઓનો ઉચ્ચાર કર્યો હતો કે, ' ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ. " અન્ય ભગવદ્ ભકતોએ પણ વારંવાર દુઃખનીજ માગણી કરી છે.

એક વખત અગ્નિમાં નાખી, ગાળી, ટીપી, સાફ કર્યાં પછી સુવર્ણને ફરી તપાવવાની આવશ્યક્તા રહેતી નથી. તે પછી આભૂષણ-રૂપ થઇ કોઈ નૃપતિ કે મહા ધનાઢયના દેહને કે કોઇ રૂપરાશી રમ-

* ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા. + પ્રભાશંકર જયશંકર પાઠક.

ણીના વૃક્ષસ્થલ, ગ્રીવા, કર્ણ, નાસિકા, કટિ, કિંવા હસ્તકમલને શોભાવે છે. સુરસુન્દરીના અપ્રકટ—વસ્ત્રાચ્છાદિત દેહલતાના વિવિધ ભાગોના સ્પર્શસુખને આસ્વાદ કરે છે. તેમ શુદ્ધચિત્ત મનુષ્યને કદિ પણ દુઃખ પ્રાપ્ત થતું નથી.

જે સ્થિતિમાં મનુષ્ય અનેક પ્રકારના દુઃખાક્રમણથી ભયભીત બને છે તે સ્થિતિ કેવલ તેના વિચારોની દુર્વ્યવસ્થાનું પરિણામ છે. તેજ પ્રમાણે જે સ્થિતિમાં મનુષ્ય સુખના હીંચકામાં હીંચે છે તે સ્થિતિ તેના સુવ્યવસ્થિત વિચારોનું પરિણામ છે.

આનન્દ તથા લાભદાયક જીવનજ ઉત્તમ, વિચારોનું ત્રાજવું છે; દ્રવ્યાદિ પાસે હોવું એ નથી. અર્થાત્ કોઈ વ્યક્તિનું ધન જોઇને તેના વિચારોનું અનુમાન કરવું યોગ્ય નથી. સંભવ છે કે, એક ધનવાન મનુષ્યમાં કોઇ ઉત્કૃષ્ટ વિચારો નહિ હશે. સંભવ છે કે, એક નિર્ધન મનુષ્યમાં અપૂર્વ તથા સદ્‌વિચારોને સ્રોત નિરન્તર વહેતો હશે. જે આનન્દમય છે તેનેજ સદ્વિચારવાળો કહેવો જોઇએ પછી તેની પાસે ધન ભલે ન હો. જેના ચિત્તમાં શાન્તિ નથી અને જે નિર્ભાગ્યમાં ફસાયલો રહે છે તેની પાસે અર્થ હોવા છતાં એમ કહેવું સત્ય છે કે તેના વિચારો સારા નથી. એક મનુષ્ય ખરાબ હોવા છતાં ધનવાન હોઇ શકે છે, અને બીજો નિર્ધન હોઇને પણ સદ્વિચાર તથા સદ્‌ભાગ્યવાળો ગણી શકાય તેમ છે. ધનનો જ્યારે બુદ્ધિપૂર્વક સદુપયોગ કરવામાં આવે છે ત્યારેજ ધન તથા સૌભાગ્ય એકજ સ્થાનમાં એકત્ર થાય છે. નિર્ધન મનુષ્ય જ્યારે એમ વિચાર કરે છે કે દૈવે તેના પર અન્યાયથી દારિદ્રયરૂપ વિપત્તિ નાખી છે ત્યારે જ તે નિર્ભાગી થઇ શકે છે.

નિર્ધનતા અને ઇન્દ્રિયોને વશીભૂત થવું એ દુર્ભાગ્યનાં બે દ્વાર છે. એ ઉભયનું એકજ સમયે અસ્તિત્વ હોવું તે અસ્વાભાવિક તથા અસદ્વિચારોના અસ્તવ્યસ્ત થવાનું પરિણામ છે. જ્યાંસુધી કોઇ મનુષ્ય આનન્દી, નિરોગી, તથા સુખી ન હોય ત્યાં સુધી તે તેની ખરી સ્થિતિપર નથી. આનન્દી સ્વભાવ, આરોગ્યતા તથા સુખી સ્થિતિ એ વાતની નિશાની છે કે તેની આન્તરિક તથા બાહ્ય દશાઓ તેની પરિસ્થિતિઓને અનુકૂલ છે.

જે સમયે મનુષ્ય દુનિયાદારીના દુઃખોની ફરિયાદ કરવી છોડી દેછે; તેજ સમયે તે મનુષ્ય થઇ શકે છે; અને તેના જીવનના સુધારક ગુપ્ત સત્યને શોધવા લાગે છે. જ્યારે તે તેના મનને સત્ય વ્યવસ્થાને અનુકૂલ બનાવી લે છે, ત્યારે તે અન્ય જનોપર દોષારોપણ કરતો નથી. તેની પ્રાપ્ત સ્થિતિમાં કારણભૂત પોતાનેજ સમજે છે. તે શુભ તથા દૃઢ વિચારો કરવા લાગે છે અને પ્રાપ્ત બાહ્ય સ્થિતિને ધિક્કારવા કિંવા અવહેલના કરવા કરતાં—તે બાહ્ય કારણોને સત્વર થવાવાળી ઉન્નતિ, અન્ય સંભવિત વાતો તથા તેની ગુપ્તશક્તિઓની શોધ કરવામાં સહાયક તરીકે ઉપયોગમાં લે છે.

સૃષ્ટિની વ્યવસ્થાના નિયમો ન્યાયપૂર્ણ છે. ન્યાયસત્યજ જીવન તથા મૂલ છે; અન્યાય કે અસત્ય નથી. સૃષ્ટિના સર્વ પદાર્થો પર શાસન કરનારી, પ્રાણીમાત્રને કર્તવ્ય પ્રત્યે પ્રેરિત કરનારી અને તેને રૂપ રંગ આપનારી શક્તિ સત્યજ છે. અસત્ય નથી. પૃથ્વીના સર્વ સંકેતો—ધર્મો સત્ય પરજ અવલમ્બે છે. નીતિકાર કથે છે કેઃ—

सत्येन धार्यते पृथ्वी सत्ये न तपते रविः ।
सत्येन वातिवायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ *

---

* चाणक्य.

જ્યારે વસ્તુસ્થિતિ એવી છે તો મનુષ્યે 'જગત્ સત્યપર છે' એ વાત જાણવા માટે સ્વયં સત્યવિચારક, સત્યવાદી, સત્યકર્તા તથા સત્યસંરક્ષક બનવું જોઇએ. પોતાને સત્યસંરક્ષક બનાવવાનો પ્રયોગ કરતી વેળા તેને એ વાત સ્પષ્ટ સમજાઈ જશે કે, જેમ જેમ તે બીજી વસ્તુઓ તથા બીજા મનુષ્યોના વિષયમાં પોતાના વિચારો બદલતો જાય છે, તેમ તેમ તે વસ્તુઓ તથા મનુષ્યો પણ બદલાતાં જાય છે. સમસ્ત બ્રહ્માંડ સ્વવિચારાનુકૂલ પ્રતીત થવા માંડે છે અને **यत्पिण्डे तत्ब्रह्माण्डे** । એ સત્યનું રહસ્ય પણ સ્વયં સમજાઇ જાય છે.

પ્રત્યેક મનુષ્યમાં એ સત્ય સિદ્ધાન્તનું અસ્તિત્વ છે. તે જીવન-રહસ્યનું નિયમ તથા વિચારપૂર્વક સવિસ્તર જ્ઞાન પ્રાપ્ત કરવાથી—સતત સદુદ્યોગપૂર્વક આત્માનું અવલોકન કરવાથી સમજાય છે. મહા પુરૂષો કથી તો ગયા છે કે:—

आत्मा वा अरे द्रष्टव्यः, श्रोतव्यो, मन्तव्यो, निदिध्यासितव्यः।

આત્માજ દર્શન કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા-યોગ્ય તથા ધ્યાન ધરવા યોગ્ય છે.

એક મનુષ્યને તેની મેળેજ વિચારો બદલવા દો. તેને પરિવ-ર્તનશીલ સ્થિતિનું સૂચન કરતા રહો. અલ્પ સમયમાં સુખથી દુઃખમાં કે દુઃખથી સુખમાં નિમગ્ન થતાં તે આશ્ચર્ય પામશે. એ પરિવર્તન તેની સાંસારિક સ્થૂલમાં સ્થૂલ દશાપર પણ અસર કરશે. વિચાર—પરિ-ણામથી અનભિજ્ઞ મનુષ્યો એમ સમજે છે કે વિચારો ગુપ્ત રાખી શકાય છે; કિન્તુ એ તેમની ભૂલ છે. કારણ કે વિચાર તરતજ સ્વ-ભાવ (ટેવ) થઇ જાય છે, અને સ્વભાવ તેનું તાદૃશચિત્ર આલ્હ-

શાઓ દ્વારા દર્શાવી દે છે. પશુવૃત્તિના વિચારો મદ્યપાન તથા વ્યભિચારનું રૂપ ધારણ કરે છે અને અનારોગ્યતાના રૂપમાં પ્રગટ થાય છે. દરેક પ્રકારના કુત્સિત વિચારો ચિત્ત–ભ્રાન્તિ તથા ચિન્તાનું રૂપ ધારણ કરે છે અને તેથી પરિણામે વ્યાકુલતા તથા દરિદ્રતા પ્રાપ્ત થાય છે. ભય, સન્દેહ તથા અનિશ્ચયાત્મક સ્થિતિના વિચારો અશક્તિ, મનુષ્યત્વથી વિપરીત કાર્ય કરવાનો સ્વભાવ ઉત્પન્ન કરે છે. પારણામે નિષ્ફળતા, દીનતા, તથા શૂદ્રત્વની દશાઓ પોતાનું પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરે છે.

આલસ્ય તથા દીનતાના વિચારોથી અધાર્મિકતા તથા મલિનતાની દશા પ્રાદુર્ભૂત થાય છે, જે અસત્યતા તથા સાક્ષાત્ દીનતા ( ભીખ માગવાની હાલત ) ના રૂપમાં પ્રગટ થાય છે, ઘૃણા તથા બદલો લેવાના વિચારોથી દોષારોપણ કરવાની તથા બલાત્કાર કરવાની ટેવ પડે છે તેથી દુઃખ તથા સખ્તાઇની સામે થવાનો અવસર પ્રાપ્ત થાય છે. દરેક પ્રકારની સ્વાર્થનિષ્ઠાના વિચારોથી મિથ્યાભિમાન ઉત્પન્ન થાય છે. એ ટેવ નાના મોટા દુઃખના રૂપમાંજ દર્શન દે છે. જ્યારે દરેક પ્રકારના ઉત્કૃષ્ટ વિચારો દયા, અનુગ્રહાદિના રૂપમાં પ્રગટ થાય છે. એથી સદૈવપ્રસન્નચિત્ત રહેવાની ટેવ પડે છે. સત્ય વિચારોથી આત્મસંયમ તથા આત્મ–શાસન કરતાં શીખાય છે, જેથી પરિણામે સુખજ પ્રાપ્ત થાય છે. શૌર્ય, આત્માવલમ્બન, અધિકાર વગેરેના વિચારોથી સત્ય પુરૂષત્વની ટેવો પડે છે. દ્રઢતા તથા સાહસ વર્ધક વિચારોથી શુદ્ધતા તથા ધૈર્યાવલમ્બનનાં શરીરો ઘડાય છે જેથી ચિત્તને આનંદ જણાય છે. મહત્તા તથા સમતાના વિચારોથી પરહિતની ટેવ પડે છે જેથી પરિણામે આત્મ–રક્ષા પ્રત્યક્ષ સ્વરૂપે

પ્રગટ થાય છે. પ્રેમ તથા નિષ્કામતાના વિચારોથી પરોપકાર તથા આત્મ–સમર્પણ કરવાની ટેવ પડે છે. એથી સત્ય તથા ચિરસ્થાયિની સફલતા દૃષ્ટિભૂત થવાનાં ચિન્હો પ્રગટ થાય છે. સ્વાશ્રય, આત્મ–વિશ્વાસ, સ્વમાન, સ્વદેશાભિમાન, વંશાભિમાન આદિના વિચારોથીજ ક્ષાત્રપાલવીર તથા પ્રતાપી પ્રતાપરાણાને નિરશન સ્થિતિમાં પણ ધૈર્ય ધારણ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. * એક પ્રસંગે તેણે પોતાના સ્વમાનના વિચારોને ક્ષણવાર તિલાંજલિ આપી દીધી હતી. એ ક્ષણભરના સમયમાં પણ તે મોગલ સમ્રાટ અકબરને મસ્તક નમાવી માંડલિક રાજા થવાનો ઉલ્લેખ કરી પત્ર લખવા ઉદ્યુક્ત થયો હતો ! કિન્તુ અલ્પ સમયમાં તેણે પુનઃ પોતાના વંશનું, જાતિનું, દેશનું તથા શક્તિનું અને લીધેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કર્યું. મેવાડપતિ સૂર્યવંશીય નૃપતિઓની કુલપરમ્પરાનો વિચાર કર્યો. પોતાના જીવનસૂત્ર **कार्यं साधयामि वा देहं पातयामि** ના ગૌરવનો વિચાર કર્યો. કુલધર્મથી ચ્યુત થએલો પ્રતાપ ધર્મારૂઢ થયો. લખેલો સંધિપત્ર ફાડી નાખ્યો !

દુઃખના સમયમાં ધૈર્ય આપનાર કેવળ આપણી દૃઢ–વિચાર સરણીજ હોય છે. કાર્યસિદ્ધિને માટે મહાસાગરનું ઉલંઘન કરવાનું સાહસ કેવળ શૌર્યજનક વિચારો કરવાથીજ પ્રાપ્ત થાય છે. એક સમયે મહાન્ જુલીયસસીઝર સમુદ્રમાર્ગે પ્રવાસ કરી રહ્યો હતો. તેનો કોઇ અત્યાવશ્યક રાજ–કાર્ય માટે જલયાત્રા કરવાનો વિચાર હતો. વર્ષાઋતુ હોવાથી સાગર તોફાની હતો. તેના સહપ્રવાસીઓએ તથા નાવિકોએ એવા સમયમાં પ્રવાસ નહિ કરવાનો આગ્રહ કર્યો. તેણે કહ્યું,

* કર્ત્તવ્યકૌમુદી.

"સીઝર તમારી સાથે છે. ભયાકુલ થવાની યત્કિંચિત્ પણ આવશ્યકતા નથી. સમુદ્રમાં કે સંસારમાં દુર્વ્યવસ્થા પ્રવર્તાય છે ત્યારે મહાપુરૂષોનાં કાર્યો બંધ રહે છે કે ? નહિજ, તેઓ એવાં સાહસ ખેડવા માટેજ અવતરે છે. નિર્ભય રહો ને પ્રવાસ આગળ ચલાવો. જલ-નિમગ્ન થવાના વિચારનો બહિષ્કાર કરો. કુત્સિત પુરૂષોજ ભયના વિચારો કરે છે." તેઓ સકુશલ ઇષ્ટસ્થાને પહોંચ્યા હતા એવું ઇતિહાસ કહે છે. તાત્પર્ય, વિચારોનો ગમે તે ક્રમ-શુભ કે અશુભ-મનમાં ઉદ્ભવશે તેની અસર મનુષ્યની બાહ્ય સ્થિતિ આચરણ, સંભાષણ, વગેરેપર થશે. મનુષ્ય પ્રગટ રીતે પોતાની બાહ્યસ્થિતિ પસન્દ કરતો નથી; તે તેના વિચારો પસંદ કરી શકે છે. એથી એમ સિદ્ધ થાય છે કે સીધી કે આડકતરી રીતે મનુષ્ય પોતાની બાહ્યસ્થિતિ પોતેજ પસંદ કરે છે. કારણ કે બાહ્યસ્થિતિ આન્તરિક વિચારોનું પ્રતિબિમ્બ છે.

એ વિચારોને ઉત્સાહપૂર્વક ઉપયોગમાં લેવાનું રૂપ ધારણ કરવામાં જે મનુષ્ય વધારે આગળ પડતો પ્રયત્ન કરે છે તેને પ્રકૃતિ દરેક રીતે સહાય કરે છે. Heaven helps those who help themselves. એથી પરિણામે એવા પ્રસંગો પ્રાપ્ત થાય છે કે જેથી શુભ કે અશુભ વિચારો અત્યન્ત શીઘ્રતાથી પ્રત્યક્ષ દશાઓના સ્વરૂપમાં પ્રગટ થાય છે. એક મનુષ્યે તેના પાપમય વિચારો દૂર કર્યા કે તરતજ સમસ્ત સંસાર તેને ક્ષમા પ્રદાન કરવા માંડશે. અર્થાત્ તેના પૂર્વ દોષોપર લક્ષ નહિ દેતાં, તેને તેના ધર્મયુક્ત વિચારો પાર પાડવામાં સહર્ષ સહાયતા કરશે. એક મનુષ્યને તેના અશક્ત તથા નિર્માલ્ય વિચારો દૂર કરવા દો, એટલે ચતુર્દિક્‌થી અનેક પ્રસંગો તેનો સ્વાગત કરશે, અને તેના બલવાન્ વિચારો

પરિપૂર્ણ કરવામાં સહાયભૂત થશે. એક મનુષ્યને તેના ઉત્તમ વિચારોને દઢ કરવા દો, પછી કોઇપણ દુર્ભાગ્ય તેને અપમાન તથા અધમતાની દશામાં મૂકી શકશે નહિ. એજ કારણથી તો આધુનિક ભારતના હિતૈષીઓ વર્તમાન તેમજ ભાવિ પ્રજાને પરતંત્રતાના વિચારોને તિલાંજલિ આપવાનું કહે છે. શ્રીમાન્ પંડિત મદનમોહન માલવીયાએ ભારતની રાષ્ટ્રીય પરિષદ્‌ના મંડપમાં નિમ્નલિખિત સાગ્રહઉપદેશ વચનામૃતોની વર્ષા કરી હતી.

"Our Vedas and Shastras say a man becomes what he desires to become. I pray you, to earnestly and prayerfully desire to be free men; cease to think that you are serfs or slaves; cease to think that you have no capacity to govern *yourselves*; cease to think that the differences which may and do exist amongt us constitute on an obstacle which cannot be overcome. Believe that you are as good as any mortal man born in any clime on land; believe that all you need is the opportunity to show what you can achieve; and God willing, success will come to you earlier than you expect." Congress speeches on Self-Government. 1916.×

"મનુષ્ય જેવો થવા ઇચ્છે છે તેવોજ થાય છે એમ આપણા વેદો તથા શાસ્ત્રો કહે છે. હું તમને પ્રાર્થનારૂપે વિનવું છું કે તમે

× લખનૌની રાષ્ટ્રીય પરિષદ્ ૧૯૧૬.

સ્વતંત્ર મનુષ્ય બનો; તમે ગુલામ છો એવો વિચાર ન કરો. તમારામાં રાજ્યધુરા ચલાવવાની યોગ્યતા નથી એવો વિચાર ન કરો; આપણામાં જે ભેદ છે તે આપણા બંધારણોમાં વિઘ્નરૂપ થાય છે એવો વિચાર ન કરો. જગતની અન્ય મરણાધીન પ્રજાઓ જેટલી સારી છે તેટલાજ તમે પણ સારા છો; જે વસ્તુની તમારે આવશ્યક્તા છે તે તમે પ્રાપ્ત કરી શકો છો એવી પ્રતીતિ છે એમ માનો ઇશ્વર કૃપાથી તમે ધારો છો તેથી દ્રુતતર શુભ પરિણામ આવશે."

ગ્રન્થના મુખ પૃષ્ઠપર ટાંકેલો શ્લોક પણ ઉપરોક્ત રહસ્યનોજ સ્ફોટ કરે છે. દુનિયા કેલિડોસ્કોપ ( Kalidoscope ) જેના નાના નાના કાચમાંથી ભિન્ન ભિન્ન રંગ દેખાય છે. જેમાં તમારા પોતાનાજ વિચારોનાં ચિત્રો ભિન્ન ભિન્ન રૂપમાં દૃષ્ટિગોચર થાય છે.

આજે જેવા વિચારો કરો છો તેવા કાલે થઇ જશો એમાં સન્દેહ નથી. તમારો જીવાત્મા શરીરરૂપ ગૃહનો સ્વામી છે, અને સર્વદા તેનો અધીશ છે; અન્ય કોઇ નથી. શરીર આત્માનો સેવક છે. આજ્ઞા કરતાંજ તે હાથ જોડી ઉભો રહે છે. મનુષ્યમાં ગુપ્ત બલ રહેલું છે—તે તેનું હૃદય છે. જીવાત્માનો એ શિષ્ય છે. એ ગમે ત્યાં પ્રવેશ કરી શકે છે. વજ્રસમ દુર્ભેદ્ય દુર્ગને ભેદી ઇષ્ટસ્થાનમાં કે પદાર્થમાં ગતિ કરી શકે છે. તેમ કરવામાં કદિ વિલમ્બ પણ થાય તો ચિત્તને વ્યાકુલ થવા દેવું નહિ. કારણકે બુદ્ધિમાનો સર્વદા ધૈર્ય તથા સન્તોષનુંજ સેવન કરે છે.

મનુષ્યનો જીવાત્મા જ્યારે ઉન્નતિના ઉચ્ચતમ શિખર પર પહોંચી ત્યાંથી આજ્ઞા કરે છે તે પ્રમાણે વર્તવાને દેવો પણ બંધાયલા છે તો મનુષ્ય તો કોણ માત્ર ! એક ઉન્નતાત્મા

અબલા પણ પ્રબલા થઇ શકે છે. આત્મ–સંશોધન કરેલી અનેક આર્ય દેવીઓએ સૂર્યોદયનો અવરોધ કર્યાનાં, મૃત મનુષ્યોને પ્રાણદાન કર્યાના; સ્વર્ગસ્થ દેહને પુનઃ પૃથ્વી તલપર પ્રત્યક્ષ કરવાનાં અનેક ઉદાહરણો શાસ્ત્રોમાં દૃષ્ટિગોચર થાય છે. આ અમર આત્મા સર્વ કાંઈ કરી શકવાને સમર્થ છે; કિન્તુ તે વાતોથી નહિ. આત્મશાસન કરતાં જે મહાત્માઓ શિખ્યા હોય તેઓ ધારે તે કરી શકે છે. બલહીનોથી શબ્દ પણ થઇ શકતો નથી. **नायमात्मा बलहीने न लभ्यः** એવું વેદ વચન છે. આત્મામાં એવી અલૌકિક શકિત છે! તેને પ્રત્યક્ષ કરવાનો ઉદ્યોગ કરવો એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે. વિદ્યાર્થી બાન્ધવો! યત્નશીલ થાઓ. આ જન્મમાં નહિ તો અન્ય જન્મમાં તો અવશ્ય કાર્યસિદ્ધિ થશે. આશા રાખો, વિશ્વાસ રાખો અને ઉદ્યોગ કરો સ્વપ્નમાં પણ દુર્લભ એવી શકિતઓ તથા વૈભવો તમારા ચરણોમાં આવીને પડશે.



# આરોગ્યતા તથા શરીરપર વિચારોની અસર.

"મન હો જેવું મનુષ્યનું, તેવું તેનું તંન." કિંવદન્તિ.

શરીર એ મારિતષ્ક વા મનનો સેવક છે. તે મારિતષ્કની સર્વ આજ્ઞાઓ-પછી તે વિચારપૂર્વક પસંદ કરવામાં આવી હોય અથવા સ્વેચ્છાપૂર્વક આપવામાં આવી હોય-માને છે. પરન્તુ એ વાત અવશ્ય છે કે અનુચિત વિચારોની આજ્ઞાનુસાર વર્તવાથી શરીર કોઇ વ્યાધિ તથા વિકારવશ થાય છે. જ્યારે શુભ પરિણામ જનક વિચારોની આજ્ઞા પાળવાથી તે કાન્તિમાન્ તથા શકિતમાન્ થાય છે.

સ્થિતિ, સંયોગ, ઘટનાઓની પેઠે આરોગ્યતાનું મૂલ પણ વિચારજ છે. બીમારીના વિચારો રોગી શરીરના રૂપમાં પ્રગટ થાય છે. મલિન હૃદય અધમ જીવન તથા રોગીષ્ઠ શરીરને જન્મ આપે છે. શરીર, એ આન્તરિક વિચારને પ્રગટ કરનાર કોમલ સાહિત્ય છે. જે નિરન્તર, તેનાપર જે વિચારોનો નકશો પાડવામાં આવે છે તેને સ્પષ્ટ રીતે પ્રગટ કરે છે. મનુષ્ય જ્યારે મલિન વિચારો કરે છે તે વખતે તેનું રક્ત ગંદુ તથા વિષયુક્ત થાય છે, શુદ્ધ તથા પવિત્ર હૃદય સર્વદા પવિત્ર જીવન તથા શરીરને પોષે છે. વિચાર પ્રત્યેક કાર્યનું જીવન તથા ઉન્નતિનું ઝરણું છે. પ્રથમ એ સ્રોતને સ્વચ્છ બનાવો, પછી સર્વ સ્વચ્છ તથા પવિત્ર થઇ જશે. કેવલ ભોજન બદલવાથી કાંઈ થશે નહિ. જ્યાં સુધી વિચાર બદલ્યા ન હોય ત્યાં સુધી બીજી સર્વ વાતો બદલી હશે તોપણ વૃથા છે. જે મનુષ્યો શરીરની બાહ્ય શુદ્ધિ જાળવે છે પણ પોતાના વિચારો શુદ્ધ કરતા નથી તેઓ વા-

સ્તવિકમાં મહાત્મા નથી. જે મનુષ્યોએ પોતાના વિચારો શુદ્ધ તથા બલિષ્ઠ કરી દીધા છે તેમને સૂક્ષ્મદર્શક યંત્રથી જણાતા કીડાઓ વિષે વિચાર કરવો અવશિષ્ટ રહેતો નથી. જો તમે શરીરનું રક્ષણ કરવા ઇચ્છતા હો તો મનનું પ્રથમ રક્ષણ કરો. જો તમે શરીરનો જીર્ણોદ્ધાર કરવા ઇચ્છતા હો તો તમારા મનને પવિત્ર બનાવો. વૈર, વિરોધ, નિરાશા તથા ઇર્ષ્યાના વિચારો શરીરની આરોગ્યતા તથા કાન્તિમાં ન્યૂનતા ઉત્પન્ન કરે છે. શરીરને રોગી તથા કાન્હિીન બનાવે છે. ચીડીયો સ્વભાવ સંયોગથી કે અકસ્માત્ કારણ વિના ઉત્પન્ન થતો નથી, પરન્તુ અસન્તુષ્ટ વિચારોથી થાય છે. મુખશ્રીને ક્ષીણ કરનારી કરચલીઓ મૂર્ખતા, મિથ્યાભિમાનિના તથા દુષ્ટતાના વિચારોથી પડે છે. જ્યાં સુધી તમે તમારા નિવાસસ્થાનમાં સૂર્યનો પ્રકાશ તથા નિર્મલ વાયુ સ્વચ્છન્દપણે નહિ આવવા દો ત્યાં સુધી તે સ્થાન સ્વચ્છ તથા સ્વાસ્થ્યપ્રદ થઇ શકશે નહિ. તેમ આનન્દ, પ્રમાણિકતા તથા શાન્તિના વિચારોને મનમાં સ્વતંત્રતાથી પ્રવેશવા દેવાથી મનુષ્યનું શરીર બલવાન થાય છે. તેની આકૃતિ પ્રફુલ્લ, શાન્ત અને રમણીય થાય છે.

કોઇ નેવું કે સો વર્ષનો વૃદ્ધ પુરુષ એક પચ્ચીશ વર્ષના નવ યુવક કરતાં વિશેષ કાન્તિમાન્ તથા રમણીય મુખવાળો દેખાય છે. પ્રથમ પરિણામ સ્વભાવની નમ્રતા તથા ચિત્તની પ્રફુલ્લતાનું છે. બીજું ગુસ્સાના જોર તથા અસન્તુષ્ટતાનું છે. કેટલાંક વૃદ્ધ સ્ત્રી પુરૂષોના ચહેરાપર કરૂણા તથા સહાનુભૂતિનાં ચિન્હો દૃષ્ટિગોચર થાય છે. કેટલાકના ચહેરાપર દૃઢતા તથા પવિત્ર વિચારોનાં ચિત્રો નજરે પડે છે; અને કેટલાંકના ચહેરાપર ગુસ્સાના તથા બલાત્કારનાં ચિન્હો સ્પષ્ટ દેખાય

છે. એ સર્વ જોઇ શકે છે અને જુએ છે. જેમણે પોતાનો જીવનક્રમ સત્યના માર્ગપર ચલાવ્યો છે તેમને માટે તેમની વૃદ્ધાવસ્થા અસ્તાચલમાં જતા સૂર્યની પેઠે શાન્તિ તથા સુખની સ્થિતિમાં વ્યતીત થાય છે. મૂલ લેખકે એક તત્વજ્ઞ (Philosopher) ને મૃત્યુ શય્યાપર જોયો હતો તે વય સિવાય અન્ય કોઇ વાતે વૃદ્ધ ન હતો. જે નમ્રતા તથા શાન્તિમય જીવન તે યુવાવસ્થામાં નિર્ગમન કરતો હતો તેજ સ્થિતિમાં તેણે પ્રાણ ત્યાગ કર્યા હતા.

શારીરિક વ્યાધિઓને દૂર કરવા માટે આનન્દના વિચારો સિવાય અન્ય એક પણ ઉત્કૃષ્ટ વૈદ્ય નથી. શોકની છાયા દૂર કરવા માટે પ્રમાણિકતા સિવાય આ સૃષ્ટિપર ધૈર્ય આપનાર અન્ય કોઇ પણ વસ્તુ નથી. નિરન્તર પરઅહિત કરવાની વૃત્તિ રાખવી, કૃત્રિમ ત્યાગ, વૈર તથા ઇર્ષ્યાના વિચારોમાં નિમગ્ન રહેતું એ સ્વરચિત કારાગૃહમાં બન્દીવાન્ થવા સમાન છે. પરન્તુ સર્વનું કલ્યાણ કરવાના વિચાર કરવા, સર્વ સાથે હર્ષથી મળવું—બોલવું, પ્રત્યેક વ્યક્તિના હિતનું ગંભીરતાથી અવલોકન કરવું અને એવાજ અન્ય નિસ્પૃહી વિચારો સ્વર્ગનાં દ્વાર છે. જે મનુષ્ય નિરન્તર દરેકના સંબંધમાં શુભ વિચારો કરતો રહેશે, તેને પૂર્ણ શાન્તિ તથા અપૂર્વ સુખ પ્રાપ્ત થશે.



# વિચાર અને મનોરથ.

વિચારને જ્યાં સુધી મનોરથની સાથે મેળવી દેવામાં ન આવે ત્યાં સુધી એમ સમજવું કે જીવનમાં જય પ્રાપ્ત કરવાની કલા હસ્તગત થઇ નથી. અર્થાત્ જ્યાં સુધી મનોરથ એજ વિચાર અને વિચાર એજ મનોરથ નહિ કરવામાં આવશે ત્યાં સુધી મનના મનોરથો કદિ પણ પૂર્ણ થઇ શકશે નહિ, કેટલાક મનુષ્યો પોતાની વિચાર નૌકાને વિના નાવિકે જ જીવનસમુદ્રમાં મૂકી દે છે. કર્ણધાર વિનાની નૌકા જેમ સમુદ્રમાં આમ તેમ ગોથાં ખાય છે અને અંતે જલનિમગ્ન થઇ જાય છે તેમ મનોરથ વિનાની વિચાર નૌકા જીવન—સમુદ્રમાં પાર પડતી નથી. કોઈ પણ ઉદ્દેશનો વિચાર ન કરવો એ એ એક દોષ છે. તેથી જેઓ પોતાના જીવનમાં કોઇ પણ કાર્ય કરવા ઇચ્છતા હોય—કર્તવ્ય કરી જીવન સાફલ્ય અનુભવવાની આકાંક્ષા રાખતા હોય, તેમણે પોતાની વિચાર નૌકાનું સુકાન મનોરથ રૂપ નાવિકના હાથમાં સોંપી દેવું જોઇએ. જેમના જીવનનો કોઇ ઉદ્દેશ નથી તેઓ નાના મોટા ભય, ચિન્તા, દુખાદિના ભોગ થાય છે. એ સર્વ અશક્તિનાં ચિન્હો છે જેથી પરિણામે નિષ્ફળતા, શોક તથા હાનિનાં દર્શન કરવાં પડે છે.

પ્રત્યેક મનુષ્યે પોતાના મનમાં ઉચિત મનોરથો ઘડી રાખવા જોઇએ. તેમને સફળ કરવા માટે ઉત્સાહપૂર્વક સતત ઉદ્યોગ કરવો જોઇએ. એ રીતે નિર્માણ કરેલું લક્ષ્ય મનુષ્યની પ્રાપ્ત સ્થિતિને અનુકૂલ થઇ જાય છે.અર્થાત્ યદિ મનુષ્યની ઇચ્છા આત્મોન્નતિની હો તો તે લક્ષ્ય આત્મિકપદને પ્રાપ્ત કરવાની નીસરણીરૂપ થઇ જાય છે.

સાંસારિક ઇચ્છાઓ અનુસાર સાંસારિક મનોરથો થાય છે. પરન્તુ એ ગમે તે હો, મનુષ્યે દૃઢ ચિત્તથી પોતાની વિચાર શક્તિઓને પોતાના મનોરથના લક્ષ્યપર લઇ જવી જોઇએ. પછી એ મનોરથ પોતાના જીવનનું એક માત્ર લક્ષ્ય—ધ્યેય સમજવું જોઇએ તેની સિદ્ધિ અર્થે પોતાનું જીવન અર્પણ કરતાં પણ શંકિત થવું ન જોઇએ. પોતાના વિચારોને અનુચિત કલ્પનાઓ, ઇચ્છાઓ તથા વિષયો તરફ જતા રોકવા જોઇએ. પોતાના વિચારોને એકત્ર કરવાની અર્થાત્ ચિત્તવૃત્તિઓને એકાગ્ર કરી એકજ લક્ષ્ય પ્રત્યે દોરવાની તથા આત્મ શાસન કરવાનો રાજમાર્ગ કેવળ એ જ છે. એ વાતનું સ્મરણ રાખવું જોઇએ કે, જ્યાં સુધી એક વ્યક્તિ પોતાની સમ્પૂર્ણ અશક્તિઓને દાબી દેશે નહિ ત્યાં સુધી તે તેની લક્ષ્ય સિદ્ધિમાં વિજયી થશે નહિ. પછી એજ તેનો સતત ઉદ્યોગ તેના સ્વભાવ—વૃક્ષ—મૂલમાં દૃઢતારૂપ જીવન—ધારક જલ—સિંચન કરશે; એજ ઉદ્યોગ તેની સફળતાની સત્ય પરિક્ષામાં તેને ઉત્તીર્ણ કરશે; અને અંતે એ જ સ્થાનમાંથી તેની દૃઢશક્તિ તથા વિજયનું નૂતન ચક્ર ફરવા માંડશે.

જેમને પોતાના મોટા મનોરથો સફળ થવાની કથા આકાશ કુસુમમવત્ ભાસતી હોય તેમણે તેમના વિચારોને કર્ત્તવ્યની પૂર્ણાહુતિ કરવા તરફ લગાડવા જોઇએ. પછી એ કર્ત્તવ્ય જાહેરમાં ગમે તેટલું લઘુતર કેમ ન હોય, કેવલ એજ રીતિથી વિચારની એકાગ્રતા સાધી શકાય તેમ છે. કેવલ એ જ રીતથી આપણાં કઠિનમાં કઠિન અને મોટાણું મોટા મનોરથોની વિજય ભૂમિનાં દર્શન કરી શકીએ છીએ. એમ કર્યાં પછી—વિચારની એકાગ્રતા કરી તેમને મનોરથ સય બનાવ્યા પછી—આપણે માટે કોઇ ‘અશક્ય’ રહેશે નહિ. આલોકનાં

કાર્યો તો શું પણ પરલોકના કાર્ય પણ સાધનાર સાધી શકે છે એમ આપણાં શાસ્ત્રો ડિંડિમ વગાડી ઘોષણા કરે છે.

સૌથી વિશેષ ભીરૂ મનુષ્ય પણ " શક્તિ અભ્યાસ તથા ઉદ્યોગથી પ્રાપ્ત કરી શકાય છે,—વધારી શકાય છે." એ સત્ય જાણીને તરત જ ઉદ્યોગનો આરંભ કરશે. અંતે શક્તિથી શક્તિને, દૃઢતાથી દૃઢતાને, ઉદ્યોગથી ઉદ્યોગને એકત્રિત કરી અવસ્ય પોતાની ઉન્નતિ કરશે. તેનામાં દૈવીશક્તિનો ઉદ્ભવ થશે. સાધારણ જનમાંથી મહાજન—મહાત્મા થઇ જશે. સામાન્ય મટી અલૌકિક થશે મનુષ્યમાંથી દેવ થશે. જેમ શારીરિક નિર્બળતાવાળો માણસ આહાર વિહારની સાવચેતી રાખવાથી તથા સતત વ્યાયામ કરવાથી આરોગ્યતા પ્રાપ્ત કરી શકે છે, તેમ ખરાબ વિચારોવાળો મનુષ્ય સદ્વિચાર કરવાના સતત અભ્યાસથી સજ્જન બની શકે છે.

ઉદ્દેશ કે મનોરથ વિનાના વિચારોને દૂર રાખવા—મનોરથ ઉદ્દેશ તથા અમુક શક્તિઓવાળાજ વિચારો કરવા એમ હત્ વિચારો કરનાર મહાત્મા પુરૂષોના સ્થાનપર પહોંચવા જેવું છે. જે મહાત્માઓ નિષ્ફળતાને પણ સફળતાના ઇચ્છિત સ્થાનપર પહોંચવાના અન્ય માર્ગોમાંનો એક સમજે છે; દરેક પ્રકારની સ્થિતિ પાસે પણ પોતાની સેવાજ કરાવે છે; દૃઢતાથી વિચાર કરી નિર્ભય થઇ ઉદ્યોગ કરે છે અને સ્વામી તરીકે દરેક કાર્ય પૂર્ણ કરે છે. મનુષ્યે પોતાના મનોરથ લક્ષ્યને ધ્યાનમાં રાખી પોતાના ઇષ્ટ સ્થાનપર પહોંચવાનો સરલ માર્ગ શોધી કાઢવો જોઇએ. એ લક્ષ્ય સિદ્ધિના રમ્ય પ્રદેશમાં પ્રવાસ કરતી વેળા આમતેમ જોવું યોગ્ય નથી.

સમસ્ત સન્દેહ તથા ભયને મૂળથી ઉખેડી બહાર ફેંકી દેવા જોઇએ, કારણુ કે એ તત્વો માર્ગમાં કંટકરૂપ છે અને ઉદ્યોગના સરલ માર્ગને વિકટ બનાવી દે છે. પરિણામે નિષ્ફળતાનું મુખ જોવું પડે છે. સન્દેહ તથા ભયના વિચારોથી કોઇ કાર્ય થતું નથી. એ સદૈવ મનુષ્યને નિષ્ફલતાના કૂપમાં ધકેલે છે. જ્યાં સન્દેહ તથા ભયનો પ્રવેશ થયો ત્યાંથી મનોરથ, દૃઢતા, કાર્યશકિત પલાયન કરી જાય છે. એ સંબંધે એક આંગ્લ કવિએ નિમ્ન લિખિત ઉદ્દગારો સત્યજ કાઢયા છે.

But since they will not make this world look bright;
So, you should not mind wha; people say,
But do, what is right.

કાર્ય કરવાની ઇચ્છા કેવલ એ વાન જાણુવાથી ઉત્પન્ન થાય છે કે, "હું કામ કરી શકું છું." ભય તથા સન્દેહ વિદ્યાના મહા રિપુઓ છે. જે મનુષ્ય ભય તથા સન્દેહને પોતાનામાં પ્રવેશ કરવા દે છે, તે પગલે પગલે પોતાનોજ વિનાશ કરે છે એમ સમજવું. જે મનુષ્યે શક તથા ભયપર વિજય મેળવી લીધો તેણે નિષ્ફળતાને જીતી લીધી એમ સમજવું. તેનો દરેક વિચાર શકિતની સાથે મળેલો છે. તે દરેક કઠિનતાઓની સામે સાહસપૂર્વક થાય છે અને બુદ્ધિપૂર્વક તે પર વિજય મેળવે છે. એના મનોરથોના વૃક્ષનું બીજા રોપણુ અનુકૂળ ઋતુઓમાં કરવામાં આવે છે. તેનાં ફૂલ તથા ફળ અપરિપકવ દશામાં પૃથ્વીપર ખરી પડતાં નથી.

નિર્ભય થઇ જે વિચારને સ્વતંત્રતાથી મનોરથ સાથે મેળવવામાં

આવે છે તે એક સ્થાયી શકિતરૂપ બની જાય છે. જે મનુષ્ય એ વાત જાણે છે તે તરંગી કલ્પનાઓ તથા મિથ્યા મનોરથો કરનાર કરતાં વિશેષ સુજ્ઞ છે. એજ મનુષ્ય વિશેષ શકિતમાન્ થવાને યોગ્ય છે અને એજ થાય છે. એવોજ પુરૂષ પોતાની મસ્તિષ્ક શકિતઓ પર શાસન કરનાર નિપુણ નર કહેવાય છે. અર્થાત્ જે મનુષ્ય એ વાત જાણી લે છે કે નિડર થઇને વિચાર કરી મનોરથને તન્મય કરી દેવામાં આવે તો મનુષ્યમાં દૃષ્ટિ સૃષ્ટિની શકિત ઉત્પન્ન થાય છે. એ, જે મનુષ્ય એ વાતથી સર્વથા અનભિજ્ઞ છે, તેના કરતાં સહસ્ત્રધા શ્રેષ્ઠ છે. જે મનુષ્ય એ મનોરથપર અમલ કરે છે–મનોરથોને પૂર્ણ કરવા માટે સતત પ્રયાસ કરે છે–તે નિસ્સન્દેહ મસ્તિષ્ક શકિત-ઓનો સત્ય સ્વામી તથા શાસનકર્તા છે. એવો મનુષ્ય પોતાની વિચારશકિતથી, મનોરથ પ્રાબલ્યથી, ઉદ્યોગ અપરિમિતતાથી ઇચ્છિત કાર્ય કરી શકે છે. વિશેષ તો શું પણ નવીન સૃષ્ટિ પણ ઉત્પન્ન કર્યાના ઉદાહરણ ભારતવર્ષના અતીત ઇતિહાસમાં દૃષ્ટિગોચર થાય છે. તેનું જ્વલન્ત ઉદાહરણ તામસ વૃત્તિમાંથી પરમ સાત્વિક વૃત્તિના ઉપાસક ‘ રાજર્ષિ ’ મટી ‘ બ્રહ્મર્ષિ ’ પદ માટે યાવજ્જીવન પ્રયત્ન કરી તેને પ્રાપ્ત કરનાર ઋષિવર વિશ્વામિત્ર આજે પણ આર્યજનોની દૃષ્ટિ સન્મુખ છે.



# કાર્ય સિદ્ધિ અર્થે વિચાર—સક્રિયતા.



જે કાર્યમાં મનુષ્ય સફલતા પ્રાપ્ત કરે છે અને જે કાર્યમાં નિષ્ફળતાનું દર્શન કરે છે એ ઉભય પરિણામ તેના વિચારાંશનાં પરિણામ છે. આ વ્યવસ્થા પૂર્ણ બન્ને સાથે સૃષ્ટિમાં જ્યાં ગડબડ કે દુર્વ્યવસ્થાનુંનામ માત્ર પણ નથી ત્યાં પ્રત્યેક મનુષ્ય પોતેજ જવાબદાર હોવો આવશ્યક છે. પ્રત્યેક મનુષ્યની નિર્બળતા તથા સબળતા, પવિત્રતા તથા અપવિત્રતા મનુષ્ય સાથેજ સમ્બન્ધ રાખે છે; અન્ય કોઇ સાથે સમ્બન્ધ રાખતાં નથી.

એ સર્વ વાતોનો ઉત્પાદક તે પોતેજ છે; અન્ય કોઇ નથી. સુખમય કે દુઃખમય સ્થિતિ મનુષ્ય પોતે પોતાના હાથેજ ઉભી કરે છે. જ્યાં સુધી કોઇ નિર્બલ મનુષ્ય પોતેજ સહાયતા લેવાને તત્પર ન થાય ત્યાં સુધી કોઇ પણ શક્તિમાન મનુષ્ય તેને મદદ કરતો નથી. નિર્બલ મનુષ્ય પોતેજ પોતાનામાં શક્તિ ઉત્પન્ન કરે તથા તેને વધારે તો તેની શકિતની પ્રશંસા ઇતરજનો કરવા માંડે છે. કારણ કે પ્રત્યેક પોતાની સ્થિતિમાં પરિવર્તન કરનાર મનુષ્ય પોતેજ છે. એમાં કોઇ અન્તરાય નાખી શકતું નથી. લોકો આજકાલ નિમ્ન લિખિત શબ્દો અવારનાર ઉચ્ચારતા માલમ પડે છે. “ તે નિર્દયી તથા અન્યાયી મનુષ્યના અત્યાચારથી ઘણા લોકો ગુલામ થઈ ગયા છે. એ ખરેખર ધિક્કારવા યોગ્ય છે.” પરન્તુ આધુનિક મનસ્વી પુરૂષોનો અભિપ્રાય એથી વિરૂદ્ધ છે. તેમનું કથન એ છે કે, એક મનુષ્ય નિર્દયી એટલા માટે છે કે ઘણા ખરા મૂર્ખ પુરૂષો ગુલામ

થવાને તૈયાર છે. તેથી આપણે ગુલામોને અધમ ગણવા જોઇએ. પરન્તુ વાત એવી છે કે નિર્દયી તથા ગુલામો અજ્ઞાન અવસ્થામાં એક બીજાના કાર્યમાં સંમિલિત હોય છે. આપણને એમ જણાય છે કે નિર્દયી પુરૂષ ગુલામોને સતાવે છે, કિન્તુ વાસ્તવિકમાં તેઓ ઉભય પોતાને દુઃખમાં પાડવાનો ઉપાય કરે છે. જે પૂર્ણ જ્ઞાની હોય છે તે નિર્દયીના અત્યાચાર તથા ગુલામની અશક્તિમાં એકજ નિયમ કાર્ય કરતો જુએ છે. જેઓ પ્રેમની પરાદશાને પ્રાપ્ત થયા હોય છે તેઓ ઉભયને નિર્દોષ ગણે છે—ઉભય અજ્ઞાન આત્માઓને છાતી સરસા ચાંપે છે.

મનુષ્ય પોતાના વિચારોને ઉન્નત કરવાથીજ ઉન્નત થાય છે. મનુષ્યે કોઇ પણ કાર્યમાં સફલતા પ્રાપ્ત કરવા પૂર્વે ગુલામીના વિચારો, પાશવ વૃત્તિની દુર્વાસનાઓ, કામાસક્તિવિષયક તથા સ્વાર્થ નિષ્ઠાના વિચારોને તિલાંજલિ આપી દેવી યોગ્ય છે. જે મનુષ્ય પશુઓની વાતને પણ વિચારપૂર્વક જોઇ શકતો નથી તે પશુજ છે. પાશવવૃત્તિના વિચારો કરવાથી મનની ગુપ્ત શક્તિઓ હસ્તગત થતી નથી અને પરિણામે નિષ્ફલતા પ્રાપ્ત થાય છે. જેણે પોતાના વિચારોને આરંભથીજ નિયમપૂર્વક રહી વશ રાખ્યા નથી તે કોઈ પણ મહત્ અધિકાર કરવાને વા કોઇ ઉદ્યોગશાળાની વ્યવસ્થા કરવાને અયોગ્ય છે. કારણ કે તે તેના પસંદ કરેલા સ્વલ્પ વિચારોની સીમાનું ઉલ્લંઘન કરી શકતો નથી.

પશુઓના જેવી દુર્વાસનાઓનો ત્યાગ કર્યા સિવાય કોઈ પણ કાર્યમાં સફલતા વા ઉન્નતિ થઇ શકતી નથી. જેટલા પ્રમાણમાં તે પશુવત્ વિચારોનો પરિત્યાગ કરશે તેટલાજ પ્રમાણમાં તેની ઉન્નતિ

થશે. તે પોતાના મનને ઉપાયોના ઉદ્યોગમાં લગાડશે અને પોતાના મનોરથોની સિદ્ધિનો આધાર પોતાના પરજ રાખશે. જેટલા પ્રમાણમાં તે મનુષ્યત્વના ઉચ્ચ વિચારો કરશે તેટલાજ પ્રમાણમાં તે પ્રમાણિક તથા સત્ય પથગામી થશે. તેની સફલતા અધિકતર થશે અને તેનાં મોટાં તથા કઠિન કાર્યો લાભદાયી અને ચિરસ્થાયી થશે.

દુનિયા લોભી, અધર્મી, નિર્દય તથા દુષ્ટ મનુષ્યપર કદિ પણ દષ્ટિપાત કરતી નથી. ઉપર ટપકેથી જોનારને તે સહાય કરતી હોય એવો ભાસ થાય છે. પરન્તુ કુદરત નિત્ય ધાર્મિક, સાહસી તથા નિષ્પાપ પુરૂષોને સહાયતા કરે છે. દરેક દેશના વિદ્વાનોએ પૃથક્ પૃથક્રુપે વર્ણન કર્યું છે. જેમણે વિદ્વાનોનાં એ વચનોનાં સત્યો જાણવાની ઇચ્છા હોય વા તેમને સિદ્ધ કરવાની અભિલાષા હોય તેમણે પ્રથમ પોતાના ઉચ્ચ વિચારોની સહાયતાથી શુદ્ધચિત્ત થવું જોઇએ.

જ્ઞાન તથા વિદ્યાને માટે જે વિચારો એકત્ર કરવામાં આવે છે, તેમના પરિણામરૂપ સફળતા, બુદ્ધિ તથા જ્ઞાન છે.

કોઇ કોઈ વખતે એ પ્રકારની સફલતાઓને આત્મ અભિમાન તથા તૃષ્ણાની સાથે સમ્બન્ધ રાખતી બતાવવામાં આવે છે એ જુદી વાત છે. પરન્તુ સત્ય તો એ છે કે આત્મઅભિમાન તથા તૃષ્ણાના ગુણોથી બુદ્ધિ તથા જ્ઞાન પ્રાપ્ત થતાં નથી. પરન્તુ સતત્ ઉદ્યોગ તથા પવિત્ર અને બલવાન્ ઇચ્છાઓથી પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય મોટાઇના તથા ઉંચે જવાના વિચારમાં નિમગ્ન રહે છે, તે સર્વ પવિત્ર તથા સ્વાર્થનિષ્ઠા રહિત વાતોનો વિચાર કરી શકે છે. તે સૂર્યની પેઠે પોતાના શિરો બિન્દુપર પહોંચી જશે તથા પૂર્ણિમાના ચન્દ્રની

પેઠે પરિપૂર્ણતાને પ્રાપ્ત થશે. તે પોતાના સદ્વિચારના પરિણામરૂપ સદ્ગતનથી જ્ઞાની, તીક્ષ્ણ બુદ્ધિવાળો મહાનુભાવ થઇ જશે; અને ઉન્નતિની પ્રભાવશાળી તથા સ્મૃદ્ધિશાલી ભૂમિકાપર પહોંચી જશે.

દરેક પ્રકારની સફલતા વિચાર તથા ઉદ્યોગનો મુકુટ છે. અર્થાત્ દરેક પ્રકારની સફળતા વિચાર તથા તદનુસાર ઉદ્યોગથી પ્રાપ્ત થાય છે. આત્મ–અધિકાર, દૃઢ વિચારશકિત પવિત્રતા, સત્યતા તથા વિચારશુદ્ધતાના સહાયતાથી મનુષ્ય ઉન્નતિ કરી શકે છે. અપવિત્રતા, અસત્યતા, વિચાર વિભિન્નતા તથા મલિનતાથી મનુષ્ય અવનતિને પ્રાપ્ત થાય છે.

એક મનુષ્ય જે એક વખત સંસારમાં મહાન્ વિજય મેળવે અને તે સાથેજ તે ઉત્તમ પ્રકારે આત્મશાસન કરતો રહે તો તેની ઉન્નતિ ચિરસ્થાયિની થઇ જશે. પરન્તુ જો તે પોતાના મનમાં અભિમાન તથા બુદ્ધિને ભ્રમમાં પાડનાર વિચારોને પ્રવેશ કરવા દેશે તો પુનઃ નિમ્નગામી થઇ જશે એમાં સંદેહ નથી. જગતના ઇતિહાસમાંથી એવાં અસંખ્ય દૃષ્ટાન્તો પ્રાપ્ત થાય છે અને સુજ્ઞજનો તેમનાથી સુપરિચિત છે. શુદ્ધ વિચારોની સહાયતાથી જે વિજય પ્રાપ્ત કરવામાં આવે છે તે સમ્પૂર્ણ ધ્યાન દીધાથીજ વશમાં રહે છે. ઘણા લોકો સફલતા પ્રાપ્ત કરવા માટે એક વખત સદ્વિચાર તથા સદ્ ઉદ્યોગ કરે છે પણ તે પ્રાપ્ત કર્યા પછી તેને ધારણ કરી રાખવા માટે જોઇએ તેટલી સંભાળ રાખતા નથી. એમ કરવાથી તેઓ અલ્પ સમયમાં પુનઃ નિષ્ફળતાના કૂપમાં પડે છે.

કાર્યભાર સાથે સમ્બન્ધ રાખનારી, બુદ્ધિ સાથે સમ્બન્ધ રાખનારી તથા આત્મિક સૃષ્ટિ સાથે સમ્બન્ધ રાખનારી સફલતાઓ નિયમપૂર્વક

પ્રબન્ધ કરનારા વિચારોનાં પરિણામરૂપ છે. તે સર્વ એકજ નિયમને આધીન છે તથા તે સર્વપર એકજ નિયમથી અમલ કરી શકાય છે. યદિ તેમાં જો કોઈ ભેદ હોય તો તે કેવલ સફલતાના મનોરથમાં છે.

જે મનુષ્ય કોઇપણ કાર્ય પૂર્ણ કરવા ઇચ્છતો ન હોય તેને કોઇ દુર્વાસનાના બલિદાનની ( ત્યાગની ) અથવા ઇન્દ્રિય વિલાસના પરિત્યાગની કોઇ આવશ્યકતા નથી. પરન્તુ જેઓ પોતાનાં ઇચ્છિત કાર્યોને પૂર્ણ કરવા ઇચ્છતા હોય તેમને માટે આત્મસંયમની ઘણી આવશ્યકતા છે. જેઓ અતિ ઉચ્ચ પ્રકારની સફલતા પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય તેમણે બલિદાન પણ ઉચ્ચ કોટિનું—સાધારણ જનો ન કરી શકે તેવું કરવું જોઇએ. અર્થાત્ પાશવવૃત્તિના સર્વ વિચારો તથા સર્વ પ્રકારની અધમ અભિલાષાઓનો પરિત્યાગ કરવો જોઇએ. તેમ કરવા જતાં આરંભમાં કઠિનતા જણાશે એ અવશ્ય છે કિન્તુ પરિશ્રમજનક તથા દીર્ઘ અને વક્રપર્વતની તળેટીમાંથી બલ, ઉત્સાહ, તથા આગ્રહપૂર્વક ચઢયા વિના શિખરપરના અબાધિત વાયુનું સેવન કયો પુરૂષ કરી શકયો છે? દુઃખ વિના સુખ કોને પ્રાપ્ત થયું છે? અત્ર કદાચિત્ એક શંકા થશે. એક ધનાઢયને ત્યાં જે પુત્ર વા પુત્રી જન્મ ધારણ કરે છે તે કયાં દુઃખ સહન કરવા ગયાં હતાં? અલબત્ત, સન્દેહ યથાર્થ છે. કિન્તુ વિચાર કરવો જોઇએ કે આપણે પુનર્જન્મને માનનારા છીએ. આ જન્મનાં આપણાં શુભાશુભ કર્મોનો બદલો આપણને આવતા જન્મમાં મળશે એમ આપણે પરંપરાથી માનતા આવીએ છીએ. અને એજ પૂનર્જન્મની આશાથી તો આર્યજનો શુભ કાર્યમાં પ્રવૃત્તિ કરે છે. એ સિદ્ધાન્ત આપણેજ નહિ કિન્તુ સમસ્ત પ્રજાઓએ સ્વીકારવો જોઇએ, કારણ કે તેથી મનુ-

ષ્યની પ્રવૃત્તિ શુભકાર્ય તરફ થાય છે—સંસાર સુખમાં નિર્ગમન થાય છે. દુ:ખના શ્યામ મેઘોમાં શાન્તિદાયક મનોહર ચન્દ્રોદયના દર્શનની અભિલાષા રહે છે. આ જન્મમાં આપણે જે કાંઇ કર્યું છે, કરીએ છીએ અને કરીશું તે પુનર્જન્મ સમયે આપણું ભાગ્ય—દૈવ કહેવાશે. તેથીજ તો અમે પ્રથમ કહી આવ્યા છીએ કે મનુષ્યના ભાગ્યને મનુષ્ય પોતેજ જન્મ આપે છે. માટેજ શુભ કર્મ કરી પોતાના જીવનનું સાર્થક કરવું જોઇએ એમ વિદ્વાનો ઉપદેશ કરે છે. દૈવની મીમાંસા કરતાં એક પ્રાચીન કવિ કવે છે—

**पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।**
**तस्मात्पुरुषकारेण यत्नंकुर्यादतन्द्रितः ॥×**

ત્યારે હવે ઉપરોક્ત શંકાનું સમાધાન થયું હશે કે ધનાઢયો, વિદ્વાનો, કવિઓ, તત્વજ્ઞાનીઓ તથા નૃપતિઓને ત્યાં જન્મ ધારણ કરનાર પ્રજાએ પૂર્વ જન્મમાં મહત્ ઉદ્યોગો કર્યા હશે. આપણે જ્યારે કોઇ મનુષ્યને એકાએક ધનવાન્ કે વિદ્વાન થતો જોઇએ છીએ ત્યારે આપણે કહીએ છીએ કે "પૂર્વે અખંડ તપ તપ્યા હશે તથા કૈંક પુણ્ય કર્યાં હશે" એ સત્ય છે. તેથી જે મનુષ્ય પોતાની સ્થિતિ સુધારવા ચાહતો હોય તેણે પ્રથમ પોતાના વિચાર સુધારવા જોઇએ. ત્યાર પછી તે પ્રમાણે વર્તવું જોઇએ. તે વિના એકલા વિચારોથી કાંઇ લાભ થશે નહિ. તેમને **કાર્યમાં પ્રવૃત્ત** કરવા જોઇએ. આત્મામાં ઉદ્‌ભવતા ગુપ્ત નિરાકાર વિચારોને પ્રગટ સાકારતા—સક્રિયતા આપવી જોઇએ.



× हितोपदेशः ।

# કલ્પના અને ભાવના.

જે વસ્તુ પ્રાપ્ત કરવાની મનમાં અભિલાષા ઉત્પન્ન થાય છે તેને વિચાર કહે છે. એ વિચાર જ્યાં સુધી વિચારજ રહે છે તેને કલ્પના કહે છે. ઉચ્ચ, પવિત્ર તથા નિર્વિઘ્ન અને પ્રતાપશાલી સાંસારિક વા આત્મિક જીવન વ્યતીત કરવાની જે પ્રબલ ઇચ્છા થાય છે —દૃઢ વિચાર બંધાય છે તેને ભાવના કહે છે. વિચાર નિયમ પ્રમાણે જે મનુષ્યના વિચાર દૃઢ છે તે એક દિવસ અવશ્ય પોતાની કલ્પનાને ભાવનાના સત્યસ્વરૂપમાં જોશે.

સંસારમાં વિચારવાન્ પુરૂષોજ મોક્ષદાતા છે. જેમ આપણી દૃષ્ટિગત સૃષ્ટિ અદૃષ્ટ સૃષ્ટિના આધારે અસ્તિત્વમાં છે તેમ મનુષ્યને સર્વ પ્રકારની પરીક્ષાઓ, પાપો તથા અધમ કાર્યો દરમિયાન વિચારવાન્ પુરૂષોના પવિત્ર વિચારોમાંથી શુદ્ધ તથા પવિત્ર આહાર મળ્યા કરે છે. તેમના વિચારો સર્વ સ્થિતિઓમાં આદર્શરૂપ હોય છે. કોઈ પણ માનવજાતિ તેના વિચારવાન્ પુરૂષોને કદિ પણ ભૂલી શકતી નથી. તે તેમની ભાવનાઓને કદિપણ નષ્ટ થવા દેતી નથી, કારણ કે તે તેમનામાં પ્રાણ મૂકે છે. મનુષ્યો તેમના વિચારોને તત્વરૂપ સમજે છે અને નિશ્ચય રાખે છે કે તેમના વિચારો એક દિવસ અવશ્ય સફલ થયેલા અનુભવાશે. વીર સેનાપતિ નેલસનની—

England expects every man to do his duty.

એ ઉકિતઓ અદ્યાપિ બ્રિટિશ પ્રજામાં ચૈતન્ય પ્રેરે છે. તે તેને દૃષ્ટિ સન્મુખ ઉભેલો અવલોકે છે.

ઇંગ્લાંડના વર્તમાન પ્રધાન સર લૉઇડ જ્યૉર્જે વર્ત્તમાન યુદ્ધના સમયમાં એ ઉક્તિમાં પરિવર્તન કર્યું છે. England expects ને બદલે England forces every man to do his duty ઇંગ્લાંડ પ્રત્યેક વ્યક્તિને કર્ત્તવ્યપરાયણ થવાની ફરજ પાડે છે-આગ્રહ કરે છે. શું એ મહાનુભાવને બ્રિટિશ પ્રજા કદિ પણ ભૂલી શકશે? કુલ, જાતિ અને દેશનું ખરૂં અભિમાન ધરનાર—તદર્થે પ્રાણાર્પણ કરનાર પ્રતાપી પ્રતાપ રાણાને ભારતવર્ષની પ્રજા જન્માન્તરે પણ ભૂલી શકશે? વર્તમાન સમયના સ્વાર્થત્યાગી તથા આદર્શ દેશભક્ત મહાત્મા બાળગંગાધર તિલકને આર્ય પ્રજા કદિ ભૂલી શકશે? નહિ; સર્વથા નહિ. જે પ્રજાઓ દેશના એવા મહાપુરૂષોને, તેમના આદર્શોને, તેમની ભાવનાઓને ભૂલી ગઇ છે તે પ્રજાઓ રંક, પરાશ્રયી અને પરોપજીવી છે. ભારતવર્ષની અધોગતિનું એક કારણ તેના વીર, વિદ્વાન, તત્વજ્ઞ, કવિ, સ્વદેશભક્ત નરપુંગવોની વિસ્મૃતિ છે એની કોણ ના પાડશે?

ગ્રન્થકારો, મૂર્તિકારો, ચિત્રકારો, કવિવરો, તત્વજ્ઞો અને સ્વદેશાભિમાની પુરૂષો દુનિયાની ભાવિસૃષ્ટિને જન્મ આપનાર તથા સ્વર્ગભૂમિના નિર્માણકર્તા છે. એ સર્વેએ સૃષ્ટિમાં પોતાના અંશો મૂકયા હોવાથીજ આ દુઃખમય દુનિયા સુખી, નેત્ર વિકાર ઉત્પન્ન કરનાર કુત્સિત જગત્ રમણીયતાથી આચ્છાદિત જણાય છે. તેમના વિના પરિશ્રમી પ્રજાઓનો નાશ થઇ ગયો હોત. જે મનુષ્ય પોતાના મનમાં યોગ્ય વિચાર કરી ઉચ્ચ પ્રકારની ભાવના બાંધે છે તે એક દિવસ તેને સફલ થએલી અવશ્ય જુએ છે. કોલમ્બસે પોતાના મનમાં બીજી દુનિયાના અસ્તિત્વનો દૃઢ વિચાર કર્યો

હતો તેની ભાવનાની સફલતારૂપ અમેરિકા આજે સમસ્ત ભૂમંડળ જુએ છે. કોપરનીકસનો વિચાર દુનિયા લાંબી પહોળી હોવાનો તથા આ દુનિયા જેવી બીજી અનેક દુનિયા હોવાનો હતો. તેના વિચારની સત્યતા ખરા રૂપમાં મળી ગઈ. અર્થાત્ આપણી સૃષ્ટિ જેવી ગૃહ નક્ષત્રરૂપ અનેક સૃષ્ટિઓ જ્યોતિષીઓ જાણે છે.

મહાત્મા **સિદ્ધાર્થ બુદ્ધે** પોતાના મનમાં નિર્દોષ સુન્દરતા, અને પૂર્ણ શાન્તિયુક્ત આત્મદર્શનની દૃઢ ભાવના કરી હતી. તેઓ તેમાં પ્રવેશ કરી શક્યા હતા.

તમારા વિચાર તથા તમારી ભાવનાઓને પરિપક્વ કરો.

જે રાગ તમારા આન્તરપટમાં આલાપ કરે છે, જે સુન્દરતા તમારા ચિત્તમાં છે, જે સર્વપ્રિય સૌન્દર્ય તમારા પરમપવિત્ર વિચારોનો પોશાક પહેરી ઉભું છે તે સર્વેને નષ્ટ થવા ન દો—પ્રાપ્ત કરો. એમાંથીજ સર્વ હર્ષ સ્થિતિઓ તથા અલૌકિક સફલતાઓ ઉદ્ભવે છે. યદિ તમે એ પર સત્યતાથી સ્થિત રહેશો તો આ સૃષ્ટિ પણ તેવીજ થઇ જશે. દૃષ્ટિ તેવી સૃષ્ટિ એ કિંવદન્તિનું રહસ્ય સ્વતઃ સિદ્ધ થઇ જશે.

કોઇ પણ વસ્તુની ઇચ્છા કરવી તે તે વસ્તુ મેળવવા બરાબર છે તદર્થે ઉદ્યોગ કરવો ફળીભૂત થવા જેમ છે. જે વસ્તુની અંતઃકરણથી ઇચ્છા કરશો તે અવશ્ય પ્રાપ્ત થશે. મહાત્મા તુલસીદાસજી રામાયણમાં એક સ્થળે ઉલ્લેખ કરે છે કે—

**जेहिके-जेहिपरसत्यसनेहू सोतेहि मिलत न कच्छु सन्देहू ।**

જે કાર્ય માટે સમ્પૂર્ણ યત્ન કરશો તેમાં અવશ્ય સફલ થશો. મનુષ્યની પાશવવૃત્તિની ઇચ્છાઓ સફલ થાય અને સૌથી પવિત્ર ઇચ્છાઓ

આહાર વિના ક્ષુધાતુર થઇ મૃતપ્રાયઃ થઇ જાય એ સંભવિત નથી. મનુષ્યનો કોઇ વિચાર એવો નથી કે જેને પૂર્ણ કરવાનાં સાહિત્યો આ સૃષ્ટિમાં ન હોય.

લોકોની કેટલીક વાતો કેવલ કલ્પનાજ હોય છે એ ભૂલ ભરેલો વિચાર છે. કારણુ કે સારા વા નઠારા વિચારો, યોગ્ય વા અયોગ્ય કલ્પનાઓ કરવામાં આવે છે તે દૃઢ ભાવના બની જાય છે. તદનુસાર મનુષ્ય સ્વભાવ ઘડાય છે તથૈવ ઉદ્યોગ થાય છે અને એક દિવસ તે પૂર્ણ થઇ જાય છે. પણ એટલું અવસ્ય છે કે સદ્વિચારો સુખેથી સફળ થાય છે અને એ સફળતા ચિરસ્થાયિની થાય છે. જ્યારે મલીન વિચારો પૂર્ણ કરવામાં ઘણું દુઃખ પડે છે તથા ઘણો વિલમ્બ થાય છે. આડમ્બર કરવો અતિ કઠિન છે.

ઉચ્ચ પ્રકારનાં સ્વપ્નો અનુભવો, તમે તેવાજ થઇ જશો. તમારાં સ્વપ્ન તથા વિચારો એ વાતની પ્રતિજ્ઞા છે કે એક દિવસ તમે તેવાજ થઇ જશો. તમારી ભાવનાઓ એ વાતની ભવિષ્યવાણી છે કે અંતે તમે તેમાં સાક્ષાત્ રૂપમાં મળી જશો. એનો અર્થ એમ નથી કે, એક નિરૂદ્યમી વિદ્યાર્થી તેની શાળાનો પ્રધાનાધ્યાપક કિંવા વિદ્યાધિકારી થવાનાં સ્વપ્નો જુએ અને તે તેવો જ બની જાય. સંભવ છે કે તે કદાચિત્ ભવિષ્યમાં બનવાનો પણ હોય, કિન્તુ સામ્પ્રત સ્થિતિ જોતાં તો એમ કહેવું યોગ્ય છે કે એ સ્વપ્નો ચિત્તની ચંચળતાને લીધે મસ્તક શકિતઓની સ્વચ્છન્દતાને લીધે—ચિત્તની મલીનતાને લીધે આવે છે. એવાં સ્વપ્નો જો પૂર્ણ થતાં હોત તો એક કામી પુરૂષ એક . મહા ધનાઢય, રાજા કે વિદ્વાનની રૂપગુણુશીલા પુત્રીને પ્રાપ્ત કરવાનાં અહોરાત્ર સ્વપ્ન અનુભવે છે !

કોઇને તો રાત્રિ સમયે નિદ્રાવસ્થામાં સ્વપ્નો આવતાં હશે કિન્તુ તેને તો જાગ્રતાવસ્થામાં ધોળે દિવસે પણ તેનાંજ સ્વપ્ન આવે છે। તાત્પર્ય એ છે કે એવી અબાધિત કલ્પનાઓ કદિ પણ પૂર્ણ થતી નથી. મેં મારા એક સાધારણ સ્થિતિના સંબંધીને કે, જે વારંવાર પોતાની સ્થિતિપર અસંતોષના ઉદ્‌ગારો કાઢે છે તેને સારી સ્થિતિની આશા રાખવા માટે—શુભેચ્છાઓ કરવા માટે કહ્યું ત્યારે તેણે કહ્યું:–"ભાઇ હું તો ઘણીએ સારી ઇચ્છાઓ કરૂં છું પણ સફલ ક્યાં થાય છે? હું તો એમ ઇચ્છું છું કે હું એક મહાન્ રાજા થઇ જાઉં !" મેં કહ્યું "એ ઇચ્છા પૂર્ણ થવી અસંભવિત છે. મનુષ્યે પગલે પગલે ઉપર ચઢવું જોઈએ. આગળ વધવું જોઇએ. એકદમ આગળ વધતાં પડી જવાનો–વધારે પાછળ રહેવાનો ભય છે. તમે હમણાં જેના અધિકાર નીચે કાર્ય કરો છો તેનું પદ પ્રાપ્ત કરો, તેથી ઉપર જાઓ.. રાજનીતિનો અભ્યાસ કરો, પ્રજા પાલન કરતાં શીખો, જનસમાજની સેવા બજાવો અને પછી રાજા થવાની ઇચ્છા રાખો. પછી સંભવ છે કે તમને કોઇ રાજ્યધુરા પ્રાપ્ત થઇ જાય. રાજા નહિ તો કોઇ રાજાનાં મંત્રી તો અવસ્ય થશો એમાં સન્દેહ નથી. મંત્રીપદની યોગતા પ્રાપ્ત કરો. રાજા બનવાની સર્વ સામગ્રીઓ તૈયાર કરો તો મંત્રી થશો. સમ્રાટ્‌ને માટે યોગ્ય ગુણો પ્રાપ્ત કરો તો અવસ્ય કોઈ નાનકડા દેશના રાજા થઇ જશો. મિથ્યા કલ્પનાઓ કરો નહિ. **"યોગ્યતા પ્રાપ્ત કરી ઇચ્છા કરો; ઇચ્છા કરી ઉદ્યોગ કરો; ઉદ્યોગ કરી મેળવો"** એ ત્રિસૂત્રી મંત્રનું સદૈવ સ્મરણ કરો.

જે મનુષ્ય અનુપમ સૌન્દર્યવાળી, ગુણવાળી, કુલવાળી, તથા ઉત્કૃષ્ટ સ્થિતિવાળી કન્યાને પરણવાની ઇચ્છા કરતો હોય તેણે ઉપ-

રોક્ત સર્વ ગુણો પ્રાપ્ત કરવા જોઇએ. તે પોતે સુંદર હોવો જોઇએ. વિદ્યા નિપુણ તથા કુલવાન હોવો જોઇએ. પછી જો ધનવાન ન હશે તો ચાલશે. કારણ કે ધન કોઇપણ સદ્‌ગુણની નિશાની નથી. દુરાચારી તથા મૂર્ખ પુરૂષો પાસે પણ ધન તો હોય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરો તેની યોગ્યતા પણ પ્રાપ્ત કરો અને પછી ઉદ્યોગ કરો.

અંગ્રેજીમાં એક ઉક્તિ છે. જેનો અર્થ એમ થાય છે કે—

'પ્રથમ યોગ્ય બનો, અને પછી ઇચ્છા કરો.'

સ્વર્ગવાસી 'કલાપી' એક સ્થાને ઉલ્લેખ કરે છે કે—

સૌન્દર્ય પામવા માટે, સુંદર બનવું પડે.

મોટામાં મોટી સફળતા પણ આરંભમાં એક કલ્પના કે સ્વપ્ન માત્રજ હોય છે. સાગનું મજબૂત વૃક્ષ આરંભમાં તેના બીજની અંદરજ સ્વપ્ન નિમગ્ન રહે છે. પક્ષી અંડજમાંથીજ બહાર નીકળવાનો માર્ગ જોયા કરે છે. અને આત્માના સૌથી ઉચ્ચ વિચાર દ્વારા અંતે એક જીવન્ત ઇશ્વરદૂત તરીકે પ્રગટ થાય છે—પક્ષી બને છે. વિચાર એ સત્યતાનું બીજ તથા કોઈ પણ ભાવનાના અસ્તિત્વનું મૂલ છે.

તમારી બાહ્યદશા અસહ્ય થઇ શકે છે પરંતુ તે વધારે વખત સુધી ટકી શકતી નથી. જ્યાં સુધી તમે તમારી ભાવના વા મનોરથસિદ્ધિનું લક્ષ્ય કાયમ નહિ કરશો અને ત્યાં સુધી પહોંચવાનો યત્ન નહિ કરશો ત્યાંસુધી તમે ઉન્નતિના માર્ગમાં પ્રવાસ કરી શકશો નહિ. જેમ એક યુવક જે અત્યન્ત નર્ધનતા તથા પરિશ્રમથી કંટાળી ગયો છે, તથાપિ તેની આરોગ્ય-

તાની વિરૂદ્ધ કોઇ કારખાનામાં કાર્ય કર્યે જાય છે. થોડા સમય પછી તે ત્યાં સારી સારી વસ્તુઓનાં સ્વપ્ન જુએ છે અને બુદ્ધિ, સભ્યતા તથા સૌન્દર્યની વાતોનો વિચાર કરે છે. જીવનની ઉચ્ચ-દશા અનુભવવવાની અભિલાષા કરે છે. મોટી સ્વતંત્રતા તથા ઉચ્ચતર મનોરથ પર અધિકાર પ્રાપ્ત કરે છે. વ્યાકુલતા તથા ઉત્સાહ તેને કાર્ય કરવાને ઉત્તેજિત કરે છે. જે સમય મળે છે તેમાં અવશિષ્ટ રહેલી સ્વલ્પ વિદ્યારૂપ પુંજીને વધારવાનો યત્ન કરે છે. મનની ગુપ્તશક્તિઓની શોધ કરે છે. પુસ્તક તો હાથમાંથીજ મૂકતો નથી. રાત્રિ સમયે શય્યા પાસે પણ પુસ્તકજ રાખે છે. અલ્પ સમયમાં તે યુવકની મસ્તિષ્ક શક્તિમાં એવું પરિવર્તન થાય છે કે જેથી તે કારખાનાનો માલિક તેને રજા આપે છે. તે યુવક પણ જીર્ણ વસ્ત્રની પેઠે તેનો સદાને માટે ત્યાગ કરે છે, યોગ્ય અવસર પ્રાપ્ત થતાં તેની ફલીભૂત થનારી શકિતઓએ દર્શાવેલા સ્થાનપર પહોંચી જાય છે. તે પૂર્ણ યુવાવસ્થામાં પ્રવેશ કરે છે; સર્વ મસ્તિષ્કશક્તિઓનો ગુરૂ થાય છે. એ શક્તિઓ પર તે સર્વવ્યાપી પ્રભાવ અને પૂર્ણ અદ્વિતીય શકિતથી શાસન કરે છે. મહાન્ જોખમદારીઓવાળાં કાર્યોનાં તંત્ર તે હાથમાં લે છે. પ્રસંગ પ્રાપ્ત થતાં સમાજ સમૂહમાં વ્યાખ્યાન આપવા ઉભો થાય છે. આ બાલવૃદ્ધ વ્યકિતઓને તેના જ્ઞાનથી, અનુભવથી, સ્વરમાધુર્યથી, સ્મરણશકિતનાં ઉચ્ચ ઉદાહરણરૂપ શ્લોકો તથા કવિતાઓથી ચકિત કરી દે છે. તેમને નવીન માર્ગનું દર્શન કરાવે છે. તેમાંના કેટલાકનાં જીવન સુધારે છે. ભાષણ કર્યા પછી પોતાને યોગ્ય સ્થાનપર બેસે છે. સૂર્યની સમાન સર્વ મનુષ્યો માટે તે પ્રકાશમય કેન્દ્ર બની જાય છે. તારાસમૂહની પેઠે ભાગ્યાધિન લોકો તેની આસપાસ પરિક્રમણ કરે છે. " આપ પંચકાવ્યો કોની પાસે શીખ્યા ? અંગ્રેજીનો કયું

શાળામાં અભ્યાસ કર્યો ? આ વિષયનું અધ્યયન આપે કેવી રીતે અને કોની પાસે કર્યું?" ઇત્યાદિ પ્રશ્ન પરંપરાઓ તેને પૂછવા માંડે છે. સભાનું કાર્ય થઇ રહેતાં સભાના સંચાલકો તેને પુષ્પમાળા અર્પણ કરે છે. એજ સંમેલનમાં બેઠેલો તેનો જ્ઞાતિજન પોતાની સ્વરૂપવાન તથા ગુણવાન્ કન્યાનું વાક્દાન કરે છે. તે વિષે સભામાં તે બે શબ્દો બોલે છે. યુવકની પ્રશંસા કરે છે. અને પોતાના તરફથી એક પુષ્પહાર અર્પણ કરે છે. સર્વે તેની પ્રશંસા કરવા લાગે છે. કેટલાક કન્યાવંત સજ્જનો તે અદ્યાપિ કુંવારો હતો છતાં કન્યા ન આપવા માટે પશ્ચાત્તાપ કરવા લાગે છે. એ સૌનું કારણ શું છે ? એનું કારણ એજ છે કે તેણે યુવાવસ્થાના વિચારોને સતત પરિશ્રમથી સત્ય બનાવી મૂક્યા છે. તેના વિચારો તેની ભાવના સાથે એક થઇ ગયા છે ! વિચાર પ્રમાણે ઉદ્યોગ કર્યો છે; કેવળ બેસી રહ્યો નથી.

એક કવિએ સત્યજ કહ્યું છે કે—

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।**
**नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥१॥***

ઉદ્યોગથીજ સર્વ કાર્યો સિદ્ધ થાય છે કેવળ મનોરથોથી થતાં નથી. સૂતેલા સિંહના મુખમાં મૃગો સ્વયં આવીને પ્રવેશ કરતા નથી. અર્થાત્ ક્ષુધાતુર થએલા આહારાર્થી સિંહને જેમ આહાર માટે વનમાં જવું પડે છે, તેમ ભાવનાઓને સિદ્ધ કરવા માટે પરિશ્રમ કરવો પડે છે.

હે નવ યુવક પાઠકો ! તમે પણ તમારી વિચારસ્થિતિ તપાસો.

---

* सुभाषितम् ।

( મનની દુર્વાસનાઓને નહિ. ) તમારા વિચારો ખરાબ હો વા સારા હો અથવા બન્નેના સમુદાયરૂપ હો, તથાપિ તમે તેમની મૂળ સ્થિતિ અવશ્ય જો જો. કારણ કે તમે જે વસ્તુનું વિશેષ જ્ઞાન ધરાવતા હશો તે તરફ વધારે ખેંચાશો. તમારા વિચારોનાં પરિણામ તમારા હાથમાં મૂકવામાં આવશે. જેટલું ઉપાર્જન કરશો તેટલુંજ મેળવશો તેથી એક પાઇ પણ વધારે કે ઓછી મેળવશો નહિ.

તમારી વર્તમાન દશા ભલે ગમે તે હો, પરન્તુ તમે તમારા વિચાર, કલ્પના, ભાવનાના બલથી અધમ દશાને પ્રાપ્ત થશો અથવા એજ સ્થિતિમાં રહેશો અથવા ઉન્નત દશાને પણ પહોંચી જશો. અર્થાત જે કાંઈ થયું છે, થાય છે અને થશે એ સર્વ તમારા વિચાર, તમારી કલ્પના તથા તમારી ભાવનનો અનુસરતુંજ હતું, છે અને થશે. તમે તમારી ક્ષુદ્ર ઇચ્છાથીજ અધમ થઇ જશો અથવા તમારી મહત્વાકાંક્ષાથી મહાન્ થઇ જશો એમ વિદ્વાનો કહે છે.

એક નિમ્નલિખિત પાશ્ચાત્ય વિદ્વાન મનોરંજક શબ્દોમાં કહે છે કે—"સંભવ છે કે એક મનુષ્ય પરમજ્ઞાની થઇ જગતને ચકિત કરે અને બીજો હાથમાં મોટી ડાંગ લઇ ગીત ગાતો ગાતો જંગલમાં ભટકયા કરે.........શારીરિક ઉન્નતિ કરેલો મનુષ્ય આત્મિક ઉન્નતિ કરશે. અજ્ઞાન મનુષ્યો સત્ય વસ્તુને જોઇ શકતા નથી. પરંતુ તેઓ તેના બાહ્ય પરિણામનેજ જુએ છે. તેને દૈવ, સૌભાગ્ય તથા સંયોગ કહે છે."

જ્યારે તેઓ એક મનુષ્યને ધનવાન્ થતો જુએ છે ત્યારે કહે છે કે "અહા ! તે કેવો ભાગ્યશાળી છે" અન્યને જ્ઞાની, વિદ્વાન કે કવિ થતો જોઇને કહે છે કે "જુઓ ! તેનાપર ઇશ્વરની કેવી કૃપા છે ?" ત્રીજાને સન્તોના જેવો વિસ્તૃત પ્રભાવ તથા શુદ્ધાચરણ

વાળો જોઇ કહે છે: "વાહ! સંયોગ દરેક પ્રસંગે તેને કેવી સહાયતા કરે છે?" એ લોકો ઉપર લખેલી સ્થિતિઓ પ્રાપ્ત કરનારના માર્ગમાં આવેલી કઠિનતાઓ તથા નિષ્ફળતાઓનો વિચાર કરતા નથી. તેમણે એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે કેવાં કેવાં સાહસ કર્યાં હશે તેનો વિચારજ કરતા નથી! જે લોકો તેના અથાગ પરિશ્રમથી તથા માર્ગમાંનાં અસંખ્ય વિઘ્નોથી અનભિજ્ઞ હોય છે તેઓ કેવલ તેના તેજ તથા હર્ષનોજ વિચાર કરે છે અને સહસા બોલી ઉઠે છે કે "તેનું ભાગ્ય" જોનારાઓ એ નથી જોતા કે તેની લાંબી તથા દુર્ગમ યાત્રામાં તેને કેટલી આપત્તિઓ સહન કરવી પડી હશે? કેટલી બધી દુર્વાસનાઓ તથા મિથ્યા કલ્પનાઓનાં બલિદાન દીધાં હશે? તેઓ કેવલ તેનું શુભ પરિણામજ જુએ છે અને કહે છે કે "તેનું સૌભાગ્ય!"

પ્રગટ પરિણામ જોનારાઓ તેમની ક્રિયાઓને આદ્યોપાન્ત જોતા નથી અને કહે છે કે "તેના સંયોગો!" જ્યાં જ્યાં યત્ન થઇ શકે છે ત્યાં ત્યાં પરિણામ અવશ્ય હોય છે. પરિણામ ઉદ્યોગશકિતને આધીન છે. સંયોગ જેવું કાંઇ નથી. ધન સમ્બન્ધી, વિદ્યા સમ્બન્ધી અને આત્મા સમ્બન્ધી શકિતઓ ઉદ્યોગનાં ફળ છે. તેથી એમ કહેવાનો ઉદ્દેશ નથી કે ઇશ્વર કૃપા જેવી કોઇ વસ્તુજ નથી. તે તો પ્રધાનાંશે છે. કિન્તુ તે કૃપા પણ ઉદ્યોગ કર્યાથીજ પ્રાપ્ત થાય છે.



# હૃદયોદ્‌ગાર.

## હૃદય અને જીવન.

જેવું આપણું અંતઃકરણ હશે તેવુંજ આપણું જીવન પણ હશે. અન્તર્જગત્‌માં કાંઇપણ ગુપ્ત રહેતું નથી. જે કાંઇ અપ્રકટ છે તે કેવલ અમુક સમયને માટેજ છે; તે પરિપક્વ થઇ અંતે અવશ્ય બહાર આવે છે. બીજ, વૃક્ષ, પુષ્પ અને ફલ એ વિશ્વક્રમ નિયમ પૂર્વક ચાલતોજ હોય છે. મનુષ્યના હૃદય પ્રમાણેજ તેના જીવનની ગતિ થાય છે; તેના વિચારો કર્ત્તવ્યરૂપમાં અંકુરિત થાય છે અને એ કાર્યોમાંથી આચરણ તથા પ્રારબ્ધરૂપ ફળો પ્રાપ્ત થાય છે.

જીવન અંતઃકરણમાંથી વિકસિત થતું જાય છે અને પોતાને પ્રકાશમાં લાવે છે. હૃદયમાં જે વિચારો અંકુરિત થાય છે, તે અંતે શબ્દ, કાર્ય તથા પરિપૂર્ણ વસ્તુઓના આકારમાં પ્રત્યક્ષ થાય છે.

જેમ ગુપ્ત રહેલા જલસ્રોતમાંથી પાણીનો ફૂઆરો ઉડે છે, તેજ પ્રમાણે હૃદયના અત્યન્ત ગુપ્ત વિભાગમાંથી જીવન–વિકાસ થાય છે. જે કાંઇ તે છે અને જે કંઇ તે કરે છે, એ સર્વનો ઉદ્‌ભવ ત્યાંથીજ છે.

હર્ષ અને શોક, સુખ અને દુઃખ, આશા અને ભય, ધૃણા અને પ્રેમ, જ્ઞાન અને અજ્ઞાન એ સર્વ અંતઃકરણમાંજ છે: એ કેવલ મનની ભાવનાઓ છે.

મનુષ્ય પોતાના હૃદયનો રક્ષક, મનનો પ્રેક્ષક તથા પોતાના જીવન–દુર્ગનો એકાન્તવાસી રક્ષક છે. એ દશામાં, પરિશ્રમી અથવા નિરૂદ્યમી થવું એ તેના પોતાના હાથમાં છે. યદિ મનુષ્ય ઇચ્છે તો તે પોતાના મનને ઉત્તરોત્તર અધિક સાવચેત રાખી શકે છે; તે પોતાના મનનું સૂક્ષ્મતાથી અવલોકન કરી, તેને અધિક પવિત્ર બનાવી શકે છે; અને પોતાને મલીન વિચારોથી યત્નપૂર્વક બચાવી શકે છેઃ જ્ઞાન તથા આનન્દનો કેવલ એજ માર્ગ છે. એથી વિપરીત, તે, પોતાના જીવનને નિયમપૂર્વક બનાવવાના કાર્યને મૂકીને, નિયમ વિરૂદ્ધ અને અસાવચેતીથી રાખી શકે છે. આ માર્ગ તેને આત્મભ્રમ તથા દુઃખમાં નાખનાર છે.

મનુષ્યે સારી પેઠે જાણવું જોઇએ કે, તેના જીવનનો સમ્પૂર્ણ વિકાસ કેવલ મનમાંથીજ થાય છે, અને તેથી તેને માટે સુખનો માર્ગ ખુલ્લો છે ! કારણ કે એ સમયે તે જાણશે કે, પોતાના મન-પર શાસન કરવાની તથા તેને પોતાના આદર્શ અનુસાર બનાવવાની શક્તિ તેનામાં છે. એ રીતે તે દૃઢતા તથા પરિશ્રમ પૂર્વક વિચારો તથા કાર્યોના એવા માર્ગો પસંદ કરી લેશે કે જે સર્વ રીતે સર્વોત્તમ હશે; તેને માટે જીવન સૌન્દર્યમય તથા પવિત્ર થઈ જશે અને શીઘ્ર અથવા વિલમ્બથી તે સર્વ દુઃખ, ભ્રમ તથા અજ્ઞાનમૂલક વાતોને દૂર કરી દેશે. આનું કારણ એ છે કે, જે મનુષ્ય પોતાનાં હૃદયદ્વારોની સતત પરિશ્રમથી રક્ષા કર્યે જાય છે તેને માટે સ્વતંત્રતા, જ્ઞાન અને શાન્તિનો અભાવ થવો સર્વથા અસંભવિત છે.



# મનનો સ્વભાવ અને તેની શક્તિ.

મન મનુષ્ય-જીવનનો ન્યાયકર્તા છે. એ માનવ-જીવનની ભિન્ન ભિન્ન દશાઓ તથા સ્વરૂપોનો સૃજનહાર તથા તેમનો પરિણામ ગ્રાહી કિંવા ફળભોગી છે. મોહ ઉત્પન્ન કરવો તથા સત્યને જાણવું, એ ઉભયશક્તિઓ તેમાં વિદ્યમાન છે.

મન, ભાગ્ય-રૂપ વસ્ત્રોનો વણનાર અને કદિ પણ ભૂલ ન કરે તેવો વણકર છે, વિચારો રજ્જુ છે, સત્ તથા અસત્ કાર્યો તેના આડા અને ઉભા દોરા છે, અને આચરણ જીવનરૂપી સાળપર વણેલું વસ્ત્ર છે. મન, પોતે તૈયાર કરેલાં વસ્ત્રોજ પરિધાન કરે છે.

મનુષ્ય બુદ્ધિમાન જીવ હોવાથી સર્વ પ્રકારની માનસિક-શક્તિઓથી પૂર્ણ છે અને તેની ઇચ્છા-શક્તિ પણ અસીમ છે. તે સર્વ વાતો અનુભવ કિંવા અભ્યાસથી શીખે છે અને તે તેના અભ્યાસને ન્યૂનાધિક પણ કરી શકે છે. તે નિયમ વિરૂદ્ધ કોઇના પણ બંધનમાં નથી; કિન્તુ તેણે પોતેજ પોતાને અનેક સ્થાને બંધનમાં મૂક્યું છે. તથાપિ જ્યારે તે ઇચ્છે ત્યારે તેને બંધનમુક્ત પણ કરી શકે છે. તે, પશુસમાન અથવા પવિત્ર, અનુદાર અથવા ઉદાર, મૂર્ખ અથવા બુદ્ધિમાન, જેવું થવા ઇચ્છે તેવું થઇ શકે છે. તે સતત ઉદ્યોગ કરી સ્વભાવ બનાવી શકે છે તેમજ નૂતન પરિશ્રમથી તેજ સ્વભાવને દૂર પણ કરી શકે છે. તે, સત્યનો વિધ્વંસ થઇ જાય તેટલી સીમા પર્યન્ત પોતાને ભ્રમમાં નાખી શકે છે, તથા ધીરે ધીરે એ સર્વ ભ્રમોને દૂર કરી, સત્યનો પ્રકાશ જોઇ શકે છે. તેની શક્યતાઓ અગણિત છે અને તેને સ્વાતન્ત્ર્ય પણ પૂર્ણ છે.

વિવિધ દશાઓ ઉત્પન્ન કરી, ઇચ્છા થાય તેમાં રહેવું એ મનનો સ્વાભાવિક ગુણ છે. તેનામાં કોઇ દશામાં પરિવર્ત્તન કરવાની અથવા તેનો સર્વથા ત્યાગ કરવાની શક્તિ પણ છે. જેમ જેમ તે જ્ઞાની અને અનુભવી થતું જાય છે તેમ તેમ તે નિરન્તર એ કાર્ય કર્યે જાય છે.

વિચારોની આન્તરિક પ્રક્રિયાઓનો સરવાળો આચરણ તથા જીવન છે, અને મનુષ્ય ઇચ્છા–શક્તિ અને યત્નોદ્વારા બદલી તથા સુધારી શકે છે. સ્વભાવ, દુર્બલતા અને પાપનાં બંધનો સ્વયં બાંધવામાં આવે છે, અને તેમનો નાશ પણ સ્વયં કરવામાં આવે છે. એ સર્વનું અસ્તિત્વ મન સિવાય અન્ય કયાંય નથી, અને યદ્યપિ બાહ્ય વસ્તુઓથી મનનો સમ્બન્ધ છે તથાપિ એ વસ્તુઓ સાથે તેનો કોઇ સત્ય સમ્બન્ધ નથી. બાહ્ય સર્વદા અંતઃકરણ અનુસાર બનાવવામાં આવે છે તથા અધિક સ્પષ્ટ રૂપમાં પ્રગટ કરાય છે, કિન્તુ બાહ્ય–અનુસાર અંતઃકરણ કદિ પણ બનાવવામાં આવતું નથી. બાહ્ય પદાર્થોમાં લોભ ઉત્પન્ન થતો નથી, કિન્તુ તે **પદાર્થોને પ્રાપ્ત કરવા માટે મનની કુવાસનાઓમાં પ્રથમ લોભ ઉત્પન્ન થાય છે.** એજ પ્રમાણે બાહ્ય પદાર્થોમાં તથા જીવનની ઘટનાઓમાં શોક તથા દુઃખ નિવાસ કરતાં નથી, પણ તે પદાર્થો તથા ઘટનાઓ માટે મનની અશિક્ષિત પ્રવૃત્તિમાં સર્વદા નિવાસ કરે છે. જે મન શુદ્ધતાથી શિક્ષિત તથા બુદ્ધિથી દૃઢ કરવામાં આવે છે તે કુવાસનાઓનો પરિત્યાગ કરે છે અને અંતે જ્ઞાન અને શાન્તિને પ્રાપ્ત થાય છે.

અન્યપર દોષારોપણ કરવાથી તથા બાહ્ય અવસ્થાઓની અનિષ્ટના ઉદ્ભવસ્થાન તરીકે ગણી નિંદા કરવાથી સંસારમાં કેવલ

શોક તથા અશાન્તિની વૃદ્ધિ થાય છે. આપણું બાહ્ય જીવન કેવલ અંતઃકરણનું ફળ તથા તેની છાયા માત્ર છે; જ્યારે આપણું અંતઃકરણ પવિત્ર હશે ત્યારે બાહ્ય જીવન પણ પવિત્રજ હશે.

ઉન્નતિ તથા જીવન અંદરથી બહાર પ્રગટ થાય છે જ્યારે અવનતિ તથા મૃત્યુ બહારથી અંદર પ્રવેશ કરે છે એવો વિશ્વનો નિયમ છે. સર્વ વિકાસ અંતઃકરણમાંથીજ આરંભાય છે. સર્વ વ્યવસ્થા, નિર્ણયો તથા સુધારાઓ અંતઃકરણમાંથી આરંભાય છે. જે મનુષ્ય બીજાઓની સાથે કજીઓ કરવો મૂકી દઈને, પોતાની શક્તિઓને પોતાના મનના પરિવર્તન, શિક્ષણ તથા પૂર્ણ કરવામાં લગાડે છે, તે પોતાની શક્તિઓને સંભાળી રાખવા ઉપરાંત પૂર્ણ રીતિથી પોતાનું રક્ષણ કરે છે: અને જેમ જેમ તે પોતાના મનને એકાગ્ર કરવામાં સફળતા પ્રાપ્ત કરતો જાય છે, તેમ તેમ તે બીજાઓને પણ સભ્યતા તથા ઉદારતા પૂર્વક આશીર્વાદ–પૂર્ણ દશામાં નાખે છે. કેમકે, બીજાઓના મનપર અધિકાર તથા દેખરેખ રાખવાના પ્રયત્નમાં સત્ય જ્ઞાન અને સત્ય શાંતિ પ્રાપ્ત થતી નથી, કિન્તુ પોતાના મનપરજ નિયમાનુસાર શાસન કરવામાં તથા સદ્‌ગુણપૂર્ણ તથા દૃઢ માર્ગની રક્ષા કરવામાંજ સત્યજ્ઞાન અને સત્ય શાન્તિ છે. માનવ–જીવનનો આરંભ, વિકાસ અંતઃકરણમાંથી–મનમાંથી થાય છે. તેણે પોતાના મનને પોતાના વિચારો તથા કાર્યો અનુસાર બનાવી લીધું છે. હજી પણ આ તેના અધિકારમાં છે કે, તે તેના મનનું નૂતન વિચારોમાંથી પરિવર્ત્તન કરી શકે છે. અતએવ તે પોતાના જીવનમાં પણ પરિવર્ત્તન કરી શકે છે–તે પોતાનું ચારિત્રન વેસરથી ઘડી શકે છે. આપણે એ જોવું જોઈએ કે એ બધું કેવી રીતે થઈ શકે છે.

---

# સ્વભાવનું બંધારણ.

---

પ્રત્યેક પૂર્ણતાને પ્રાપ્ત થએલી-સ્થિર માનસિક દશા **પાડેલી ટેવ છે,** અને વારંવાર એકજ વિચાર કરવાથી તે ટેવ પડી છે. નિરાશા અને ઉત્સાહ, ક્રોધ અને શાન્તિ, લોભવૃત્તિ અને ઉદારતા અને વાસ્તવિકમાં સર્વ માનસિક દશાઓ-આપણી ઇચ્છાથીજ પડેલી ટેવો છે. એક ભાવનાનું નિરન્તર ચિન્તન કરવાથી તે આપણા મનની સ્થિર ટેવ થઇ જાય છે અને એવી અનેક ટેવોમાંથીજ આપણો જીવનપ્રવાહ વહે છે.

વારંવારના અનુભવો પરથી જ્ઞાન પ્રાપ્ત કરવું એ મનનો સ્વભાવ છે. જે વિચાર પ્રથમ વિચાર કરવાના રૂપમાંજ અને પછી કાર્યના રૂપમાં પરિણત કરવો અતિ કઠિન પ્રતિત થાય છે, તેજ, અંતમાં, નિરંતર વિચાર કરવાથી સ્વાભાવિક તથા નિત્યનો થઇ જાય છે. જેમ કે એક બાળક પ્રથમ ઉદ્યોગ શીખવાનો આરંભ કરેછે ત્યારે કામકાજનાં ઓજારોનો સારી રીતે ઉપયોગ કરવો તો દૂર રહ્યો કિન્તુ તે તેમને બરાબર પકડી પણ શકતો નથી. પરન્તુ કેટલાક સમય પછી, નિરન્તર અભ્યાસ કરવાથી, તે અતીવ સરલતાથી તથા કુશલતાથી વાપરી શકે છે. એજ પ્રમાણે મનની જે સ્થિતિની કલ્પના કરવી પણ આરંભમાં આકાશ કુસુમવત્ ભાસતી હતી, તેજ સ્થિતિ અંતે આપણને સ્વયં પ્રાપ્ત થઇ ગઈ છે એટલુંજ નહિ કિન્તુ આપણા આચરણની એક સ્વાભાવિક અને સ્વયં પ્રાપ્ત થનારી દશા થઇ પડી છે.

મનની આવી દશાઓ બનાવવામાં તથા તેમને સુધારવામાંજ મનુષ્યની મુકિતની જડ છે અને આત્મ-અધિકાર દ્વારા પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે આ ખુલો દરવાજો છે. કારણ કે, જેમ મનુષ્યમાં હાનિકારક ટેવો પાડવાની શકિત છે તેમ લાભદાયક ટેવો પાડવાની પણ છે-ઉપયોગી નિરૂપયોગી ઉભય પ્રકારની ટેવો પાડવાની મનમાં શકિત છે. હવે અહીં આપણે એવા સ્થાનપર આવી પહોંચ્યા છીએ કે જેના પર લેખકના સ્પષ્ટીકરણની તથા વાંચકોને સ્થિરતાપૂર્વક વિચાર કરવાની આવશ્યકતા છે.

સાધારણ રીતે એમ કહેવાય છે કે, ઉચિત કરતાં અનુચિત, પવિત્ર કરતાં અપવિત્ર તથા પુણ્યમય કરતાં પાપમય કાર્ય કરવું વધારે સહેલું છે. આ પ્રકારની સ્થિતિ વિશ્વમાં ઘણું કરીને સૌ માને છે કારણ કે, બહુધા પ્રત્યેક મનુષ્ય પોતાનાજ ચારિત્રમાં કિંવા અન્યના આચરણમાં પ્રત્યક્ષ જુએ છે. મહાત્મા બુદ્ધ જેવા આચાર્યે પણ કહ્યું છે કે "અનુચિત તથા હાનિકારક કાર્યો કરવાં સહેલાં છે; કિંતુ ઉચિત તથા લાભદાયક કાર્યો કરવાં અતિ કઠિન છે." સામાન્ય રીતે જોતાં મનુષ્યોના વિષયમાં ઉપરોક્ત કથન સત્ય પ્રતિત થાય છે, કિન્તુ, આ કથનનો સત્ય તરીકેનો સ્વીકાર, જ્યાંસુધી મનુષ્ય અલ્પાનુભવી તથા માનવજાતિના વિકાસ-સિદ્ધાંતથી અજ્ઞાન હોય છે ત્યાંસુધીજ કરી શકાય છે. એ સ્થિતિ, વસ્તુઓની નિશ્ચિત સ્થિતિ કિંવા શાશ્વતસત્ય દર્શક વા અનુમોદક નથી. મનુષ્યને હાથે સારા કરતાં નઠારાં કાર્ય થવાં સાધારણ વાત છે; કારણ કે, મનુષ્યોમાં **અજ્ઞાનતા** નિવાસ કરે છે. વળી વસ્તુઓની સત્ય સ્થિતિ તથા જીવનનો ઉદ્દેશ તથા હેતુ તેઓ સમજ્યા નથી.

જ્યારે એક બાળક પ્રથમવાર લખતાં શીખે છે ત્યારે તે કલમને ઉંધી રીતે પકડી અશુદ્ધ અક્ષરો લખે છે. આરંભમાંજ આપણે સારીપેઠે કલમ પકડવાની તથા સારા અક્ષરો લખવાની આશા રાખી શકીએ નહિ. આનું કારણ, બાળક લેખન–કલાથી અનભિજ્ઞ છે કે જે અજ્ઞાનતા કેવલ સતત અભ્યાસથીજ દૂર થઇ શકે તેમ છે. જ્યારે તેને લખવાની ટેવ પડી જાય છે ત્યારે તે યોગ્ય રીતે લેખિનીને ધારણ કરી પરમ શુદ્ધ લેખ લખી શકે છે. પછી તે, પહેલાંની પેઠે ઉંધી રીતે કલમ પકડીજ શકતો નથી. મન તથા જીવનની આવશ્યક વસ્તુઓની પણ એવીજ સ્થિતિ છે. ઉચિત પ્રકારથી વિચાર તથા કાર્ય કરવા માટે ઘણા અભ્યાસ તથા સતત પરિશ્રમની આવશ્યકતા છે, કિન્તુ જીવનમાં એવો પણ એક સમય આવે છે કે જ્યારે ઉચિત પ્રકારે વિચાર કરવા તથા કર્ત્તવ્ય કરવાં સ્વાભાવિક તથા સરલ થઇ જાય છે અને અનુચિત વિચાર તથા કાર્ય કરવાં ઘણાંજ કઠિન તથા અનાવસ્ય જણાય છે. એ દશા સતત અભ્યાસ તથા પરિશ્રમ પછી પ્રાપ્ત થાય છે; પ્રથમ નહિ.

સદૈવના અભ્યાસથી જેમ એક વ્યવસાયી પુરૂષ પોતાના વ્યવસાયમાં કુશલતા પ્રાપ્ત કરે છે તેમ મનુષ્ય નૈતિક ગુણોમાં પુર્ણતા પ્રાપ્ત કરી શકે છે. એ સર્વ કેવલ નવીન વિચારોથી ટેવો પાડવા પર આધાર રાખે છે. જે મનુષ્યને માટે ઉચિત વિચાર તથા કાર્ય સ્વાભાવિક તથા સરલ થઈ ગયાં હોયછે અને અનુચિત વિચાર તથા કાર્ય કઠિન થઇ ગયાં હોય છે, તેણે શુદ્ધ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ ગુણ પ્રાપ્ત કરી લીધો છે એમ સમજવું.

મનુષ્યને હાથે પાપ થવું સરલ તથા સ્વભાવિક છે. એનું કારણ એ છે, કે તેણે હાનિકારક તથા અજ્ઞાનતાપૂર્ણ વિચારોને

ધારણ કરી રાખવાની ટેવ પાડી દીધી છે. અવસર મળે ત્યારે કોઇની વસ્તુ ખીસામાં ન નાંખવી એ ચોરને માટે કઠિન કાર્ય છે કેમ કે, તે ઘણા દિવસ સુધી લોભી અને લાલસાવાળા વિચાર ભવનમાં રહ્યો છે. પરંતુ એક પ્રમાણિક મનુષ્યને માટે તે વાત કઠિન નથી કે જે દીર્ઘ સમય પર્યન્ત સદ્‌વિચારોના વાતાવરણમાં રહીને ચોરી કરવાની અનુચિતતા, મૂર્ખતા તથા નિષ્ફળતા બરાબર સમજ્યો છે કોઇની વસ્તુ લઇ ખીસામાં મૂકવી તો દૂર રહી કિન્તુ તેને એવો વિચાર પણ થશે નહિ. ચોરી કરવી એ મહા પાપ છે અને મેં પાડેલી ટેવની શકિત તથા તેનું બંધારણ સમજાવવા માટેજ આ દૃષ્ટાન્તનો ઉલ્લેખ કર્યો છે; કિન્તુ સર્વ પાપ તથા પુણ્ય આ પ્રમાણેજ થતાં જોવામાં આવે છે. સદસ્ત્રો, મનુષ્યો માટે અધૈર્ય તથા ક્રોધ સર્વથા સ્વાભાવિક છે, કારણ કે તેઓ સર્વદા અશાન્તિ તથા ક્રોધના વિચારોમાં લીન રહે છે —એવાંજ કાર્ય કરે છે, અને એ રીતે તેઓ પોતાની એક પ્રાણનાશક ટેવને ઉત્તરોત્તર દૃઢ થવા દે છે. શાન્તિ તથા ધૈર્ય પણ એજ પ્રમાણે સરલ તથા સ્વાભાવિક થઇ શકે છે, કેવલ નિરન્તર તેવા વિચારો કરી તદનુસાર કાર્ય કરવાની આવશ્યકતા છે. અંતે "ટેવ બીજો સ્વભાવ થઇ જાય છે" અને અધૈર્ય તથા ક્રોધ સદાને માટે મનમાથી પ્રયાણ કરી જાય છે. એ રીતે આપણે પ્રત્યેક અનુચિત વિચારને મૂળમાંથીજ ઉખેડી, ઉચિતની સ્થાપના કરી શકીએ છીએ; એ રીતે સર્વ પાપપુંજ દૂર કરી, પુણ્ય સંચય કરી શકીએ છીએ; અને એજ રીતે ચારિત્રના સર્વ કલંકોની પોટલી નદીમાં વહેતી મૂકી, નિષ્કલંક થઇ શકીએ છીએ. ટુંકમાં, અનુચિત માર્ગનો પરિત્યાગ કરી, ઉચિત પથગામી થઇ સુખી થઇ શકીએ છીએ.

---

# કર્ત્તવ્ય અને જ્ઞાન.

મનુષ્યે આ સારી પેઠે સમજવું જોઇએ કે સમ્પૂર્ણ જીવનનો વિકાસ તથા આરંભ કેવલ 'મન' માંથીજ થાય છે, અને મન કેવલ પાડેલી ટેવોનો સરવાળો છે કે જે ટેવો તે ધૈર્ય પૂર્ણ પ્રયત્નથી, ચાહે તેવી સ્થિતિ સુધી સુધારી શકે છે: એટલુંજ નહિ કિન્તુ તે તેમના પર સમ્પૂર્ણ અધિકાર ભોગવી શકે છે. એ રીતે તે સંસારની કુવાસનાઓ દૂર કરી, પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાના દ્વારની કુંચી મેળવી લે છે.

પરન્તુ જીવનની દુષ્ટતાઓ (કે જે કેવલ મનની દુષ્ટાઓજ છે) થી મુક્ત થવું એ કેવલ અંતઃકરણની દૃઢતાપૂર્વક કરેલી વૃદ્ધિને આધીન છે; બાહ્ય જગત્‌ની કોઇ આકસ્મિક પ્રાપ્તિને આધીન નથી. પ્રત્યેક સમયે તથા પ્રત્યેક દિવસે નિર્દોષ વિચારો કરવાની મનને ટેવ પાડવી જોઇએ અને જ્યારે તેની સ્વાભાવિક પ્રવૃત્તિ અનુચિત તથા વિચાર–રહિત કાર્ય પ્રત્યે થતી જુઓ તે વખતે તેને ઉચિત તથા વિવેકી બનાવવું જોઇએ. વિકાર–વશ થતા મનને સંયમનો પાઠ શીખવવો જોઇએ. ઉચિત જીવન વ્યતીત કરનારે એક ધૈર્યવાન્ મૂર્તિકારની પેઠે કાર્ય કરવું જોઇએ. તેણે પોતાના પત્થરરૂપ મનપર ધીરે ધીરે, સાધારણ ચિત્રની કલ્પનાં કરી–ચિત્રના વિવિધ અવયવોની તેનાપર છાપ પાડી, અંતે તે વડે તેણે પોતાના ભવ્યમાં ભવ્ય આદર્શરૂપી મૂર્ત્તિ બનાવી લેવી જોઇએ.

આ મહત્વ પૂર્ણ કાર્ય પરિપૂર્ણ કરવા માટે આપણે પ્રથમ

નાના, શક્ય તથા સરલ માર્ગથી આરંભ કરવો જોઇએ. પછી સ્વાભાવિક તથા ઉન્નતિશીલ માર્ગ પ્રત્યે ધીરે ધીરે આગળ વધી અધિક ઉચ્ચ જીવનની ભૂમિકામાં પદાર્પણ કરવું જોઇએ. જીવનના પ્રત્યેક વિભાગમાં તથા પ્રત્યેક મનુષ્ય કર્તવ્યમાં ક્રમશઃ ઉન્નતિ કરનારા વૃદ્ધિ, ઉન્નતિ અને વિકાસ—સિદ્ધાન્તના નિયમોનું પાલન કરવું અત્યાવશ્યક છે. જ્યાં આ સિદ્ધાન્તની અજ્ઞાનતા હશે ત્યાં પૂર્ણ નિષ્ફળતાનાં અવશ્ય દર્શન કરવાં પડશે. વિદ્યાભ્યાસ કરવામાં, કોઇ વ્યવસાય શીખવામાં અથવા કોઇ કાર્ય કરવામાં આ નિયમ સૌ જાણે છે તથા તે પ્રમાણે વરતે છે. કિન્તુ સદ્ગુણ પ્રાપ્ત કરવામાં, સત્ય શીખવામાં તથા ઉચિત વ્યવહાર કરવામાં અથવા જીવનનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં પ્રાયઃ બધા એ નિયમને જાણતા નથી તથા તે પ્રમાણે વર્તતા નથી. એજ કારણથી સદ્ગુણ સત્ય અને આદર્શ—જીવનનો અભ્યાસ, પ્રાપ્તિ કિંવા જ્ઞાન કાંઇપણ થઇ શકતું નથી.

એમ માની લેવું કે ઉચ્ચ જીવન અભ્યાસ કરવાથી—ભણવાથી કિંવા ધાર્મિક વા તાત્વિક સિદ્ધાન્તો પ્રાપ્ત કરવાથીજ પ્રાપ્ત થાય છે એ સાધારણ કિન્તુ ગંભીર ભૂલ છે. અભ્યાસ, ધાર્મિક તથા આત્મજ્ઞાન સમ્બન્ધી સિદ્ધાન્તોની પ્રાપ્તિ એ ઉચ્ચ જીવન વ્યતીત કરવાનાં સાધનો છે. તેમનો સદુપયોગ કરીએ તો ઉચ્ચ જીવન વ્યતીત કરી શકીએ છીએ; અન્યથા શાસ્ત્રી, આચાર્ય કિંવા એમ. એ. કે બી. એ. થયા એટલે ઉચ્ચ જીવન પ્રાપ્ત થતું નથી. ઉચ્ચ જીવનનો વાસ્તવિક અર્થ,—મનસા, વાચા, કર્મણાથી—ઉચ્ચ જીવન વ્યતીત કરવું તથા આત્મિક સિદ્ધાન્તોનું જ્ઞાન પ્રાપ્ત કરવું, એ છે.

એ સિદ્ધાન્તો મનુષ્યમાં સ્વાભાવિક રીતેજ છે અને કેવલ સદ્‌ગુણોનો અભ્યાસ તથા અનવરત ઉદ્યોમ કરવાથીજ પ્રાપ્ત થઈ શકે છે. વાતો કરવાથી નહિ.

મોટું કાર્ય કરવા પહેલાં નાનું કામ બહુ સારી પેઠે સમજવું જોઇએ તથા ધ્યાનમાં લાવવું જોઇએ તેમજ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા પૂર્વે અભ્યાસ કરવાની આવશ્યકતા છે. શિક્ષક આરંભમાં વિદ્યાર્થીઓને ગણિતના કઠિન સિધાન્તો સમજાવવાનો પ્રયત્ન કરતો નથી. તે સમજે છે કે એ રીતે શીખવવાથી એનો પરિશ્રમ નિષ્ફળ જશે તથા વિદ્યાર્થીઓને પણ વાસ્વાસ્તવિક લાભ થશે નહિ. તે પ્રથમ તેમની સામે બહુ સહેલો દાખલો મૂકે છે અને તે સમજાવી વિદ્યાર્થીઓને વિચાર કરવા માટે સોંપી દે છે. જ્યારે ઘણી વખત ભૂલો કરી, સદૈવ પ્રયત્ન કરી તેઓ તેના સિદ્ધાન્ત સમજી જાય છે ત્યારે તે ઉત્તરોત્તર કઠિન પ્રશ્નો મૂકતો જાય છે. અને જ્યાં સુધી અમુક વર્ષોના કઠિન અભ્યાસથી શિષ્યો અંકગણિતના સર્વ પ્રશ્નો દાખલાઓ ન ગણી શકે, ત્યાં સુધી શિક્ષક તેમને ગણિતના સિદ્ધાન્તો—જે સિદ્ધાન્તો પર ગણિતશાસ્ત્રની રચના થએલી હોય છે—સમજાવવાનો પ્રયત્ન કરતો નથી.

કોઇ ઉદ્યોગ શીખવવામાં—બાળકને મૂળમાંથીજ શિલ્પકળાના સિદ્ધાન્તોસમજાવવામાં આવતા નથી, કિન્તુ પ્રથમ તેમના હાથમાં એક સાધારણ ઓજાર મૂકવામાં આવે છે અને તેનો ઉપયોગ કેમ કરવો તે શીખવવામાં આવે છે. પછી તેને તેની મેળે કરવા દે છે. જેમ જેમ તે તેના હથિયારોનો સફળના પૂર્વક બતાવ્યા

પ્રમાણે ઉપયોગ કરતો જાય છે તેમ તેમ તેને વધારે અને વધારે જવાબદારીનાં કાર્ય સોંપવામાં આવે છે. આ પ્રમાણે તે અમુક વર્ષો ના અભ્યાસ તથા પરિશ્રમ પછી શિલ્પકલાના સિદ્ધાન્તોનું અધ્યયન કરવા તથા તેમને સમજવા યોગ્ય બને છે.

યોગ્ય રીતે શાસિત કરાએલા ગૃહમાં, બાળકને પ્રથમ આજ્ઞાકારી થવા તથા સર્વ સંયોગોમાં ઉચિત આચરણ રાખવાનો ઉપદેશ કરવામાં આવે છે. અમુક કામ **શા માટે** કરવું જોઇએ તે પણ શીખવવામાં આવતું નથી, તેને કેવલ અમુક કાર્ય કરવાની આજ્ઞા આપવામાં આવે છે; અને જ્યારે તેને સોંપેલાં કાર્ય યથોચિત રીતે કરતાં આવડી જાય છે ત્યારેજ તે કાર્ય તેને સોંપવાનું કારણ દર્શાવવામાં આવે છે. કોઇપણ પિતા પોતાના પુત્રને, પૈતૃક કર્ત્તવ્ય તથા સામાજિક સદ્દગુણો પ્રાપ્ત કર્યા પહેલાં, નીતિશાસ્ત્રના સિદ્ધાન્તો શીખવવાનો પ્રયત્ન કરશે નહિ.

એ રીતે સંસારના સામાન્ય વ્યવહારોમાં અભ્યાસ સદા જ્ઞાનથી પહેલાં હોય છે અને આત્મિક વસ્તુઓમાં, ઉચ્ચ જીવનમાં તો આ નિયમ–જ્ઞાનની પૂર્વે અભ્યાસ–દઢતાપૂર્વક પાલન થવો જોઇએ. ગુણ કેવલ **કાર્ય કરવાથી** પ્રાપ્ત થાય છે અને સદ્દગુણોનું અધ્યયન કરવાથીજ સત્યનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરી જ્ઞાન સંપાદન કર્યા પછી જેવું જ્ઞાન ગૌરવ સમજાય છે તેવું અજ્ઞાનાવસ્થા સમજાતું નથી. સદ્દગુણના અભ્યાસમાં તથા તેને પ્રાપ્ત કરવામાં પૂર્ણતા પ્રાપ્ત કરવી, સત્યના જ્ઞાનમાં પૂર્ણતા મેળવ્યા સમાન છે.

પ્રતિદિને અને પ્રતિપળે, સદ્‌ગુણ પૂર્ણ આચરણ કરવાથી જ સત્યને પ્રાપ્ત કરી શકીએ છીએ. એ કાર્ય આરંભમાં સહેલું લાગે છે કિન્તુ ઉત્તરોત્તર કઠિન થતું જાય છે. એક બાળક નિશાળમાં ધૈર્ય અને આજ્ઞાથી પોતાના નિત્ય પાઠો શીખે છે. અને પરીક્ષામાં ઉત્તીર્ણ થવા માટે સતત પરિશ્રમ કરે છે. અંતે તેની સર્વ કઠિનતાઓ દૂર થઇ જાય છે. તેજ પ્રમાણે સત્ય શીખનાર બાળક ઉચિત કાર્ય કરતાં શીખે છે. નિષ્ફળતાથી તે ભયભીત થતો નથી કિન્તુ કઠિનતાઓથી તે વિશેષ સાહસી થતો જાય છે. જેમ જેમ તે સદ્‌ગુણો ગ્રહણ કરવામાં વિજયી થતો જાય છે તેમ તેમ તેમ તેનું મન સત્યના જ્ઞાનથી પ્રફુલ્લિત થતું જાય છે કે જે જ્ઞાનમાં તે નિર્ભયતાથી તથા આનન્દપૂર્વક વિશ્રામ કરી શકે છે.



# ઉચ્ચ જીવનનાં પ્રથમ પગથિયાં.

આપણે એ જોઇ ચૂકયા છીએ કે સદ્‌ગુણનો માર્ગ જ જ્ઞાનનો માર્ગ છે અને સત્યના મહાન્ સિદ્ધાન્તો સમજવા પૂર્વે નાની વાતોમાં પૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ—ત્યારે હવે સત્યના શોધકે કેવી રીતે આરંભ કરવો જોઇએ ? જે મનુષ્ય પોતાના મનને સુધારવા તથા અંતઃકરણને પવિત્ર કરવા ઇચ્છે છે કે જે અંતઃકરણ જીવનનાં સર્વ કાર્યોનો કોષ તથા ભંડાર છે, તે સદ્‌ગુણના પાઠો કેવી રીતે શીખી શકે છે અને જ્ઞાનમાં શકિત વધારતાં વધારતાં જીવનની અધમતાઓનો કેવી રીતે નાશ કરી શકે છે ? પ્રથમ શિક્ષા કયી છે, પ્રથમ પગથિયાં કયાં કયાં છે ? તેમનો અભ્યાસ કેવી રીતે થઇ શકે છે ? તેમને વ્યવહારમાં—આચરણમાં—કેવી રીતે મૂકી શકાય છે ? તેમના પર અધિકાર કેમ પ્રાપ્ત કરી શકાય છે તથા તે કેવી રીતે સમજી શકાય છે ?

આટલા પ્રશ્નોના ક્રમે કરીને ઉત્તર પ્રાપ્ત કરવાના છે. પ્રિય પાઠક ! પૂર્ણ સ્વસ્થ થઇ વિષયની ગહનતામાં પ્રવેશ કરવા તત્પર થા.

પ્રથમ પાઠ એ છે કે, જે માનસિક ભાવનાઓ આત્મોન્નતિમાં વિઘ્નરૂપ થાય છે અને દૂર કરી શકાય છે, તે ભાવનાઓને દૂર કરવી. એજ પ્રમાણે સાધારણ પારિવારિક તથા સામાજિક સદ્‌ગુણો પ્રાપ્ત કરવામાં પણ પ્રથમ પાઠનો સમાવેશ થાય છે. આપણા કુટુમ્બમાં તેમજ સમાજમાં જે જે ગ્રહણ કરવા યોગ્ય સદ્‌ગુણો હોય તેમને પ્રાપ્ત કરવા એ પ્રથમ કર્ત્તવ્ય છે. યદિ અમે તે સર્વને એક

ત્રિત કરી, પ્રથમ દશ સોપાનો નિમ્ન લિખિત ત્રણ પાઠોમાં ક્રમાનુ-સાર, વિભક્ત કરશું તો પાઠકો વિશેષ સરલતાથી સમજી શકશે. એ વર્ગીકરણ આ પ્રમાણે છે :—

## પરાજય કરી પરિત્યાગ કરવા યોગ્ય દુર્ગુણો.

### શારીરિક દુર્ગુણો.

| | |
|---|---|
| ૧, આલસ્ય.<br>૨, સ્વાર્થપરતા. | પ્રથમ પાઠ.<br>શારીરિક કેળવણી. |

### જિવ્હાના દુર્ગુણો.

| | |
|---|---|
| ૧, નિંદા.<br>૨, ગપ્પાં અને અહીં તહીંની વાતો.<br>૩, ગાળો અને કઠોર ભાષણ.<br>૪, હલકું અને તુચ્છ ભાષણ.<br>૫, વાંકા બોલવું તથા ભૂલો કાઢવી. | દ્વિતીય પાઠ.<br>વાણીની કેળવણી. |

## અભ્યાસ કરવા યોગ્ય તથા પ્રાપ્ત કરવા યોગ્ય સદ્‌ગુણો.

| | |
|---|---|
| ૧, નિઃસ્વાર્થ કર્ત્તવ્ય પાલન.<br>૨, નીતિના માર્ગનું દઢ અવલમ્બન.<br>૩, અનન્ત ક્ષમા. | તૃતીય પાઠ.<br>મનના વલણની કિંવા ઇચ્છા શક્તિની કેળવણી. |

બે શરીરના અને પાંચ જિવ્હાના દુર્ગુણો વિશેષ નામોથી એટલા માટે કહેવામાં આવે છે કે તે ક્રમશઃ શરીર તથા જિવ્હા-માંથી પ્રગટ થાય છે અને તેમનું આ પ્રમાણે વર્ગીકરણ કરવાથી વાચકો વિશેષ સ્પષ્ટતાથી સમજી શકશે. પરન્તુ આ સારી પેઠે

ધ્યાનમાં રાખવું જોઇએ કે, આરંભમાં એ સર્વે દુર્ગુણો મનમાંજ ઉત્પન્ન થાય છે અને શરીર તથા જિવ્હામાં, કાર્યરૂપમાં પરિણુત કરેલી હ્રદયની દુષ્ટ ભાવનાઓ છે.

એવી ભ્રમપૂર્ણ દશાનું અસ્તિત્વ એમ સૂચવે છે કે મનને જીવનના ઉદ્દેશ કિંવા અર્થનું યત્કિંચિત્ પણ જ્ઞાન નથી. એવી દશાથી મુકત થવું એ સદ્ગુણી, દઢ અને જ્ઞાનમય જીવન વ્યતીત કરવા સમાન છે.

પરન્તુ ઉપરોકત દુર્ગુણોનો પરાજય તથા પરિત્યાગ કરવો કેવી રીતે ? સૌથી પ્રથમ અને પછી સત્વર જ તેમને પ્રગટ થતા અટકાવી, અધિકાર નીચે આણી અનુચિત કાર્ય કરતાં અટકવું જોઇએ. એમ કરવાથી મન સાવચેત તથા સંયમી બનશે અને ભવિષ્યમાં ઉત્પન્ન થતા દુર્ગુણો કિંવા તેમના પ્રતિનિધિરૂપ મનોભાવોનો અવરોધ કરશે.

હવે ધ્યાનમાં આવ્યું હશે કે મનને કેળવવા માટે પ્રથમ 'આલસ્ય' ને દૂર કરવાની આવશ્યકતા છે. આ પ્રથમ તથા સૌથી સહેલું પગથિયું છે કિન્તુ તે પર સફળતા પૂર્વક પદાર્પણ કર્યા વિના આગળ પ્રયાણ કરી શકાશે નહિ. સત્યના માર્ગમાં પ્રવાસ કરનારને માટે આલસ્ય રસ્તો રોકનાર તથા રસ્તો ભૂલાવનાર છે, શરીરને આવશ્યકતાથી અધિક નિદ્રા લેવા દેવી કિંવા વિશ્રામ આપવો, કામકાજથી કંટાળવું અને જે કાર્યોમાં વિશેષ સમય વ્યતીત કરવાની તથા ધ્યાન આપવાની આવશ્યકતા હોય તેમનો પરિત્યાગ કરવો, સાંજે સવારે ને બપોરે જમ્યા પછી અથવા ભોજન પૂર્વે નિરર્થક

ગપ્પો મારવી—એ સર્વ આલસ્યની અન્તર્ગત છે. આલસ્યની આ અવસ્થા સદૈવ પ્રાતઃકાલે ઉઠવાની ટેવ પાડવાથી દૂર થઈ શકે છે. શરીરને જેટલા વિશ્રામની નૈસર્ગિક રીતે આવશ્યકતા છે તેટલોજ વિશ્રામ આપવો ઉચિત છે. પ્રત્યેક કર્ત્તવ્ય—પછી તે ગમે તેવું નાનું અથવા સાધારણ કાં ન હો—શીઘ્રતાથી તથા ધ્યાનથી કરવું જોઇએ. નાનાં કાર્યોથી આરંભ કરી તેમને ગમે તેટલા પરિશ્રમે પણ પૂર્ણ કરનારા જ ભવિષ્યમાં મહાન્ કાર્યો કરી શકે છે. પથારીમાં પડી રહીને કાંઇ પણ ખાવું પીવું યોગ્ય નથી. જાગ્યા પછી પથારીમાં પડયા રહી અહીં તહીંની નિરૂપયોગી તથા અનાવશ્યક અને અસામયિક વાતોનો વિચાર કરવો દૃઢ આચરણ, સંયમી જીવન તથા પવિત્ર મન બનાવવાની ઇચ્છા રાખનાર માટે અતીવ હાનિકારક છે. એવે સમયે મનુષ્યે વિચાર કરવાનો પ્રયત્ન પણ ન કરવો જોઇએ. આવા સંયોગોમાં દૃઢ, પવિત્ર તથા સત્ય વિચારો સૂઝવા અસંભવિત છે. શય્યા પર નિદ્રા લેવા માટે સૂઇએ છીએ, વિચારો કરવા માટે નહિ; વિચાર તથા કાર્ય કરવા માટે જાગવું જોઇએ, પથારીમાં આળોટવા માટે નહિ.

સ્વાર્થપરતા અથવા અકરાંતિયાપણાની ટેવનો પરિત્યાગ કરવો એ ઉચ્ચ જીવનનું બીજું પગથિયું છે. અકરાંતિયો માણસ તેજ છે કે જે કેવલ પાશવ ઇચ્છાઓ તૃપ્ત કરવા માટે આહાર કરે છે અને ભોજન કરવાના સત્ય ઉદ્દેશ તથા વિચારથી આહાર કરતો નથી. જે માણસ પોતાના શરીરની આવશ્યકતાથી અધિક પ્રાશન કરે છે અથવા સ્વાદિષ્ટ ભોજન તથા મિષ્ટાન્નો જોઇ ગમે તે સમયે જમવાની ઇચ્છા કરે છે કિંવા જમે છે તે પણ અકરાંતિયોજ ગણી શકાય. આ

પ્રકારની મોદકપ્રિયા ઇચ્છાને આધીન કરવા માટે ઉત્તમ માર્ગ એ છે કે પ્રતિદિન ભોજનની સંખ્યા તથા વાનીઓ ઓછી કરી સ્વચ્છ અને સાદો આહાર કરવાની ટેવ પાડવી. ભોજન માટે સમય નક્કી કરવો જોઇએ તથા ઇચ્છામાં આવે ત્યારે ખાવું ન જોઇએ. અધિક રાત્રિ વીત્યા પછી ભોજન ન કરવું જોઇએ, તેની બિલ્કુલ આવશ્યકતા નથી. કારણુ કે તેથી અતિ વિશેષ નિદ્રા આવે છે તથા મન ઉદાસી રહે છે, અનિયમિત અને અનિયંત્રિત ઇચ્છાઓ જ્યાં સુધી અધિકારમાં ન આવે ત્યાં સુધી આ ક્રમ ચાલુ રાખવો જોઇએ. જ્યારે સ્વાર્થપરતારૂપ દુષ્ટપાપ મનમાંથી દૂર થઇ જશે ત્યારે મનની શુદ્ધ ભાવનાઓ માટે યોગ્ય ભોજન સારી પેઠે અને સ્વાભાવિક રીતે જ ઉપયુક્ત થશે.

સ્મરણુમાં જ નહિ કિન્તુ ધ્યાનમાં રહેવું જોઇએ કે **હૃદયનું પરિવર્તનજ** આવશ્યક વસ્તુ છે અને ભોજનનું પરિવર્તન—જે આ હેતુની પૂર્તિ ન કરે—વૃથા છે.. જે મનુષ્ય કેવલ સ્વાદને માટે અથવા મનને રાજી કરવા માટે ખાય છે તે અકરાંતિયો છે. અકરાંતિયાપણાની ઇચ્છાઓ તથા વૈષયિક ઇચ્છાઓથી અંતઃકરણને અવશ્ય મુક્ત કરવું જોઇએ. એ સ્વચ્છન્દવૃત્તિઓથી હૃદયને સ્વતંત્ર બનાવી પવિત્ર કરવું જોઇએ.

જ્યારે શારીરિક સંયમ યોગ્ય રીતે ચાલે છે તથા તેની પૂર્ણ રીતે રક્ષા થાય છે, જ્યારે જે કાંઇ કરવું હોય છે તે શક્તિપૂર્વક કરવામાં આવે છે, જ્યારે કર્ત્તવ્ય :કરવામાં વિલમ્બ થતો નથી, જ્યારે બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવાથી આનન્દ થાય છે, જ્યારે મિતવ્યયિતા સંયમતા તથા મિતાહારિતાની રક્ષા થાય છે, જ્યારે મોઢા આગળ

સ્વાદિષ્ટ, ધૃતપૂર્ણ, લૂખું કે મિષ્ટ જે ભોજન આવે છે તેથીજ સંતોષ થાય છે, જ્યારે અકરાંતિયાપણાની ઇચ્છા પણ થતી નથી, જ્યારે પાશવિક, વૈષયિક કુવાસનાઓ હરઘડીએ ભડકી ઉઠતી નથી, ત્યારે ઉચ્ચ જીવનનાં પ્રથમ બે પગથિયાં પર પગ મૂકયો એમ કહેવાય છે; ત્યારે સત્યતાના શિક્ષણનો પ્રથમ પાઠ શીખ્યો એમ ગણાય છે. એ રીતે અંતઃકરણમાં સંવ્રત, આત્મ—શાસિત તથા સચ્ચરિત્ર જીવનની જડ જમે છે.

દ્વિતીય પાઠ સદ્‌ભાષણનો છે અને તેમાં ક્રમશઃ પાંચ પગથિયાં છે. પ્રથમ પગથિયું એ છે કે પરનિન્દાથી બચવું. બીજાઓ માટે ખરાબ વાતો શોધવી અથવા યાદ કરવી, કોઇ અન્ય મનુષ્યના અથવા અનુપસ્થિત મિત્રના દોષો જોવા, તેમનું અતિશયોકિતથી વર્ણન કરવું અને કોઇની ગુપ્તવાતો પ્રગટ કરવી એ સર્વનો સમાવેશ નિન્દામાં થાય છે. પ્રત્યેક નિન્દાખોરોમાં ક્રૂરતા, અવિશ્વાસતા તથા અસત્યતાનાં તત્વો અવશ્ય હોય છે. સત્યજીવન વ્યતીત કરનાર મનુષ્ય મિથ્યારોપણરૂપ ક્રૂર નિન્દાત્મક શબ્દો મુખમાંથી બહાર નીકળતા અટકાવશે. પછી જે અસત્ વિચારોથી એ અનુચિત શબ્દોને મનમાં સ્થાન મળ્યું હશે તે વિચારોને પણ દૂર કરવાનો પ્રયત્ન કરશે. તે સારી પેઠે જોશે કે તે કોઇને કલંકતો લગાડતો નથી. વળી જે સ્નેહીને અલ્પ સમય પૂર્વે ચુમ્બન કર્યું હતું, જેને પ્રેમાલિંગન દઇ ક્ષણપૂર્વે કૃતાર્થ થયો હતો અથવા જેનાં દર્શન કરી હૃદયપૂર્વક સ્મિત હાસ્ય કરી કૃતકૃત્યતા અનુભવી હતી, તેજ અનુપસ્થિત સ્નેહીને તુચ્છકારતાં તથા દોષ લગાડતાં પહેલાં ગહન વિચાર કરશે. તે કોઇના **વિષયમાં** એવી વાત નહિ કહેશે કે જે વાત તે તેના **મોઢાપર** કહી

ન શકતો હોય. એ રીતે જ્યારે બીજાને વિષે પવિત્ર તથા યશપૂર્ણ વિચાર કરવા માંડશે ત્યારે જે ભાવનાઓથી નિન્દક થવાના કુત્સિત વિચારો મનમાં ઉત્પન્ન થતા હશે તે દુષ્ટભાવનાઓ પોતાની મેળે પલાયન કરી જશે.

નવરાશના વખતમાં ગપ્પાં પર વિજય મેળવવો એ બીજું પગથિયું છે. બીજાના ઘરની જાણ્યા વિના વાતો કરવી, કેવળ વખત પસાર કરવા માટે ઉદ્દેશહીન વાતો કરવી, વાતનું પૂછડું પણ ન જાણતા હોઇએ અને સર્વજ્ઞતાનો આડમ્બર કરી 'હામાંહા' કર્યે જવું કોઇનું પૂછડું અને કોઇનું માથું લઈ ઢંગધડા વિનાની—ન માની શકાય તેવી—વાતો કરવી એ સર્વ ગપ્પાં અથવા આલસ્યપૂર્ણવાર્તાલાપ કહેવાય છે. વાણીની એવી અનિયંત્રિત દશા અનિયમિત મનમાંથીજ જન્મ પામે છે. સચ્ચરિત્રવાન્ મનુષ્ય પોતાની જીભને વશ રાખે છે અને એ રીતે તે મનપર અધિકાર ચલાવતાં શીખે છે. તે પોતાની જિવ્હાને આલસ્ય તથા મૂર્ખતાથી જ્યાં ત્યાં ભટકવા દેશે નહિ. તે બોલશે તો હેતુપૂર્વક બોલશે અથવા મૌનનુંજ અવલમ્બન કરશે. તે તે યદ્વાતદ્વા બોલવા કરતાં શાન્ત બેસી રહેવું પસંદ કરશે.

ગાળો ભાંડવી અને કઠોર ભાષણ કરવું એ એક ત્રીજો દુર્ગુણ છે. એના પર વિજય પ્રાપ્ત કરવો તે ઉચ્ચ જીવનના તૃતીય સોપાન પર પદાર્પણ કરવા સમાન છે. જે માણસ બીજાને ગાળો દે છે અથવા કોઇના પર દોષારોપણ કરે છે તે પોતેજ સન્માર્ગમાંથી ભૂલો પડેલો છે. કોઇને ગાળો ભાંડવી અથવા અનુચિત વચનો કહેવાં એ નિતાન્ત મૂર્ખતા છે. જ્યારે કોઇ મનુષ્યને ગાળો દેવાની ઇચ્છા થાય ત્યારે મુખ બંધ કરી, પોતાના ઉપરજ વિચાર કરવો જોઇએ.

સદાચારી મનુષ્ય ગાળો દેવાને તથા લડવાને બદલે શાન્ત રહેશે અથવા ઉપયોગી, આવશ્યક, પવિત્ર અને સત્યવચનોનોજ વ્યવહાર કરશે.

ક્ષુદ્રતા અને અપમાનકારક ભાષણનો પરાજય કરવો પણ આવશ્યક છે. સદાચારી તથા સત્યપ્રેમી મનુષ્ય નીચ અને અસત્ય વાત, રંગમાં ભંગ કરે તેવી મશ્કરી, હસાવવા સિવાય બીજો એક હેતુ સિદ્ધ ન થાય તેવી ગ્રામ્ય ગપ્પો, અનુચિત ઘનિષ્ટ સમ્બન્ધ અને જ્યારે બીજાની સાથે અથવા બીજાને વિષે વાતો થતી હોય–ખાસ કરી જેઓ આપણાથી વયમાં, અનુભવમાં તથા જ્ઞાનમાં વૃદ્ધ હોય તેમને વિષે–ત્યારે ઘૃણા ઉત્પન્ન થાય તેવી રીતે અટ્ટહાસ્ય તથા વાતો કદિ પણ કરશે નહિ. એ સર્વ સ્વયં તેનાથી દૂર રહેશે.

અનાદરની વેદીપર અનુપસ્થિત મિત્રો તથા સ્નેહીઓ કેવળ ક્ષણિક આનન્દને માટે દૂષિત ઠરાવવામાં આવે છે અને જીવનની સર્વ પવિત્રતા મશ્કરીમાં ઉડાવી દેવામાં આવે છે. જ્યાં બીજાઓનો આદર કરવો જોઇએ ત્યાં અનાદર કરવાથી અને જ્યાં સત્કાર ન કરવો જોઇએ ત્યાં અત્યાદર કરવાથી સદ્ગુણો પલાયન કરી જાય છે. જ્યારે વાણી તથા વર્તનથી વિનય, ગંભીરતા અને મહત્વ દૂર થઇ જાય છે ત્યારે સત્યનું ઠેકાણું રહેતું નથી એટલું જ નહિ કિન્તુ સત્યનું પ્રવેશદ્વાર જ છુપાડી તથા ભૂલાવી દેવામાં આવે છે.

યુવકમાં પણ અનાદર હોવો ધિક્કારવા યોગ્ય છે, કિન્તુ જ્યારે એ વૃદ્ધવયના મનુષ્યમાં તથા ઉપદેશકના આચરણમાં દૃષ્ટિગોચર થાય છે ત્યારે તો વળી વિશેષ દુઃખ થાય છે. જ્યારે એનું અનુકરણ થાય છે ત્યારે એક આંધળાને આંધળો દોરે તેવું થાય છે. ત્યારેજ

ગુરૂજન, ઉપદેશક અને જનસાધારણ માર્ગ ભૂલી જાય છે.

સદાચારી મનુષ્ય સદા ગંભીર તથા આદરપૂર્ણ વચનો બોલશે. તે અનુપસ્થિત મનુષ્યના વિષયમાં પણ એવું બોલશે કે જાણે મૃત મનુષ્ય વિષે બોલે છે અર્થાત્ બહુજ નમ્રતાથી તથા સત્યતાથી બોલશે. તે અવિવેકને સર્વથા દૂર કરી મૂકશે અને ક્ષુદ્રત્વને વશ થઇ પોતાનું મહત્વ ગુમાવી ન બેસે તેનું સદા ધ્યાન રાખશે. તેની મશ્કરી પણ નિર્દોષ તથા પવિત્ર હશે અને તેની વાણી સંયમી તથા મધુર જઇ જશે. જેમ જેમ તે સત્યવાદી થતો જશે તેમ તેમ તેનું અંતઃકરણ શાન્તિ તથા માધુર્યથી પરિપૂર્ણ થતું જશે.

દ્વિતીય પાઠનું છેલ્લું શિક્ષણ–સૂત્ર એ છે કે દોષદર્શકવૃત્તિ અથવા દૂષણગ્રાહકતાપર વિજય મેળવવો. નાના નાના અથવા સૌ જોઇ શકે તેવા દોષોનું અતિશયોક્તિ પૂર્વક વર્ણન કરવું, મૂર્ખતા ભરેલાં ટાયલાં કરવાં, અને પગ માથા વિનાના તર્કવિતર્ક કરવા એ સર્વ દોષો જિવ્હાની આ દોષગ્રાહકતા પૂર્ણ વાણીની અન્તર્ગત છે. જીવન અલ્પ તથા સત્ય છે અને બીજાની ખોડ કાઢવાથી પાપ, દુઃખ અને શોક દૂર થતાં નથી. જે મનુષ્ય ભૂલો શોધવા માટે બીજાના શબ્દો શ્રવણ કરે છે તેને માટે ઉચ્ચ માર્ગમાં પદાર્પણ કરવા તથા આત્મ–સંયમના સત્ય માર્ગમાં પ્રયાણ કરવાનો હજી વિલમ્બજ છે. જે મનુષ્ય પોતાની મેળે પોતાના શબ્દોને નમ્ર તથા શુદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે તે યથાર્થમાં ઉચ્ચતર તથા સત્યતર જીવન પ્રાપ્ત કરી શકશે. તે પોતાની શક્તિઓને સ્વરક્ષિત કરી શકશે, મનની શાન્તિ જાળવી શકશે અને પોતાના હૃદયમાં સત્યની પ્રવૃત્તિને પૂર્ણપણે જામવા દઇ શકશે.

જ્યારે જિહ્વાનો સારો સંયમ થાય અને બુદ્ધિપૂર્વક તેને વશ કરી શકીએ, જ્યારે સ્વાર્થ પૂર્ણ ઇચ્છાઓ તથા અનુચિત વિચારો જિહ્વામાંથી ઉદ્‌ગાર ન ચાહતા હોય, જ્યારે વાણી સર્વથા હાનિરહિત અર્થાત્ શુદ્ધ, નમ્ર, સત્યતા પૂર્ણ તથા સહેતુક થઇ ગઇ હોય, અને જ્યારે યથાર્થ અને સત્ય શબ્દો સિવાય બીજો ઉચ્ચારજ ન નીકળતો હોય, ત્યારે વાણીની કેળવણીની સર્વ વાતો વશ થઇ એમ કહેવાય છે; ત્યારે સત્યતાનો દ્વિતીય મહાન્ ઉપદેશ શીખવામાં તથા સમજવામાં આવે છે.

હવે કોઇ એમ પૂછશે "શરીરનાં આ સર્વ શાસનો તથા જિહ્વાના સંયમોથી લાભ શું છે? યથાર્થમાં શું ઉચ્ચ જીવન કઠિન પરિશ્રમ, સતત પ્રયત્ન તથા સાવચેતી વિના નથી અનુભવી શકાતું?" ના; એમ થઈ શકે નહિ. સાંસારિક વાતોની પેઠે આત્મિક વાતોમાં પણ પરિશ્રમ વિના કાંઇપણ થઇ શકતું નથી, અને જ્યાંસુધી નાનાં કામો પૂરાં ન કર્યાં હોય ત્યાંસુધી મહાન્ કાર્યોનું રહસ્ય કદિ પણ સમજાતું નથી. શું કોઈ મનુષ્ય ઓજારોનો બરાબર ઉપયોગ કરતાં શીખ્યા પહેલાં મેજ બનાવી શકે? શરીરના દાસત્વમાંથી મુકત થયા વિના શું કોઇપણ મનુષ્ય પોતાના મનને સત્યના માર્ગે દોરી શકે? જેમ કોઈપણ ભાષાના મૂળાક્ષરોનું તથા શબ્દોનું સમ્યક્ જ્ઞાન થયા વિના, તે ભાષાનાં ગૂઢ રહસ્યો–ખૂબીઓ સમજવી કઠિન છે તેજ પ્રમાણે, સદાચરણનો કક્કો શીખ્યા વિના મનની સૂક્ષ્મ ખૂબીઓ સમજાતી નથી તેમ જાણી પણ શકાતી નથી. હવે પરિશ્રમની વાત રહી–તે શું કોઇપણ પ્રકારની કલા શીખવા માટે નવ યુવકો સાત વર્ષ પર્યન્ત આનન્દ તથા ધૈર્યયુક્ત શિષ્ય તરીકે રહેવાનો સ્વીકાર

નથી કરતા ? અને શું તેઓ તેમના શિક્ષકની સૂચના અનુસાર પ્રતિદિન કાર્ય નથી કરતા ? જ્યારે આજ્ઞાપાલક થઇ અભ્યાસ કરવાની આવશ્યકતા હોય ત્યારે જો તેઓ ઉપેક્ષા કરે તો શું તેઓ શિક્ષકના જેવા થઇ શકશે ? શું એવો કોઇ મનુષ્ય છે કે જે સંગીત, ચિત્રકલા, સાહિત્ય, વ્યાપાર, ઉદ્યોગ તથા અન્ય વ્યવસાયોમાં ખરેખરી રીતે સમ્પૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરવા માટે પોતાનું જીવન સર્વસ્વ અર્પણ કરી દેવા ન ઇચ્છતો હોય ? તો શું જ્યાં સૌથી ઉત્તમ ગુણુ મેળવવાની વાતો થઇ રહી હોય ત્યાં પરિશ્રમનો વિચાર કરવો યોગ્ય લાગશે—અને તેમાંય વળી જ્યાં સત્યતા જેવા સર્વોત્તમ ગુણની પ્રાપ્તિનો વિચાર થઇ રહ્યો હોય ? જે મનુષ્ય એમ કહેતો હોય કે, " જે માર્ગ તમે બતાવો છો તે બહુ કઠિન છે; મારે તો વિના પરિશ્રમે 'સત્ય' અને 'મુક્તિ' જોઇએ છે." તે પોતાના સ્વાર્થની ગડબડમાંથી મુક્ત થઈ કોઇ પણ માર્ગ જોઈ શકશે નહિ. તે શાન્ત તથા દૃઢ મન અને બુદ્ધિવૈભવવાળું જીવન પ્રાપ્ત કરી શકશે નહિ. તેને કેવળ સુખ અને આનન્દથીજ કામ છે અને ન કે સત્યથી. જે મનુષ્ય, સત્ય હૃદયથી સત્યને પૂજતો હશે અને તેને જાણવાનો પ્રયત્ન કરતો હશે, તે કોઇપણ પ્રકારનો પરિશ્રમ કરવો વિશેષ સમજશે નહિ તથા ધૈર્યપૂર્વક અને પ્રસન્નતાથી તે ઉદ્યોગ કર્યે જશે અને એ અભ્યાસના અધ્યવસાયથી સત્યનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકશે.

જ્યારે આ વાત સારી પેઠે ધ્યાનમાં ઉતરી જશે કે બાહ્ય દુષ્ટ અવસ્થાઓ હૃદયની તેવી અવસ્થાઓનું પરિણામ છે, ત્યારે શરીર તથા જિહ્વાના આ આરંભિક શાસનની આવશ્યકતા સ્પષ્ટતાથી સમજાશે. આળસુ શરીરનો અર્થ એટલોજ કે મન આળસુ છે અને

अानयंत्रित वाणीनो अर्थ એટલો કે મન અનિયંત્રિત છે; અને પ્રગટ થઇ ગએલી દશા સુધારવી એટલે અંતઃકરણ કિંવા મનને સુધારવું છે. એ વાસનાઓનો પરાજ્ય કરવો, આ પ્રકારના સુધારાની રીતનો માત્ર એક ભાગ છે. દુષ્ટતાથી દૂર રહેવાથી નિસ્સન્દેહ મન સદ્‌ગુણના અભ્યાસમાં લાગે છે. જ્યારે કોઇ માણસ આળસ તથા સ્વાર્થપરતા પર વિજય પ્રાપ્ત કરે છે ત્યારે તે સંયમ, પરિમિતતા, નિયમશીલતા અને સ્વાર્થત્યાગાદિ મહા ગુણોનું પોતાની દેહભૂમિકામાં બીજારોપણ કરી તેમને જલસિંચન કરી પાળે છે. સાથે સાથે તે એવું બળ, શકિત અને દૃઢપ્રતિજ્ઞાપણું પ્રાપ્ત કરે છે કે જે ઉચ્ચ ઉપદેશો ગ્રહણ કરવામાં અનિવાર્ય છે. જ્યારે તે વાણીની દોષો દૂર કરે છે ત્યારે સત્યતા, વિશ્વાસ, સત્કાર, દયાલુતા, અને આત્મસંયમ વિગેરે ગુણોની પુષ્ટિ કરે છે એમ સમજવું. તે એવી માનસિક સ્થિરતા તથા પ્રતિજ્ઞાબદ્ધ રહેવાની દૃઢતા પ્રાપ્ત કરે છે કે જે વિના મનની અતિ દૂરની કુવાસનાઓ નિયમમાં લાવી શકાતી નથી તથા આચરણ અને જ્ઞાનની ઉચ્ચતર ભૂમિકામાં પ્રવેશ કરી શકાતો નથી. એજ રીતે જેમ જેમ તે ઉચિત કાર્ય કરતાં શીખતો જાય છે તેમ તેમ તેના જ્ઞાનમાં વૃદ્ધિ થતી રહે છે અને તેની સૂક્ષ્મ દૃષ્ટિ વધતી જાય છે; અને જેમ બાળકને પોતાના પાઠો બરાબર યાદ કર્યા પછી આનન્દ થાય છે, તેજ પ્રમાણે પ્રત્યેક વિનયની સાથે સદાચારી મનુષ્યને એવા લોકોત્તર આનન્દનો અનુભવ થશે કે જે આનંદ સાંસારિક વૈભવવિલાસો પાછળ ગાંડા થઇ ફરનારાઓને કદિ પણ પ્રાપ્ત થઈ શકશે નહિ.

હવે આપણે ઉચ્ચ જીવનના તૃતીય પાઠપર આવીએ. દૈનિક

જીવનમાં નિમ્નલિખિત ત્રણ મુખ્ય ગુણો પર અધિકાર મેળવવો તથા તેમને વ્યવહારમાં મૂકવા એ આ પાઠનો સાર છે. એ ગુણ-ત્રિપુટી આ પ્રકારે છે:—

૧, કર્ત્તવ્યનું સ્વાર્થરહિત પાલન.

૨, દૃઢ સત્યતા.

૩, અનન્ત ક્ષમા.

પ્રથમ બે પાઠોમાં વર્ણન કરેલી બહારની તથા ભ્રમપૂર્ણ વાસનાઓ દૂર કરી મનને સુધાર્યા પછી, સદ્‌ગુણ અને સત્યને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરનાર હવે અધિક મોટાં તથા કઠિન કાર્યોમાં પ્રવેશ કરવા તથા અંતઃકરણના વિચારોને સંયમમાં લાવવા તથા શુધ્ધ કરવા યોગ્ય થઈ જાય છે. કર્ત્તવ્યનું યથોચિત રીતે પાલન કર્યા વિના ઉચ્ચતર સદ્‌ગુણો તથા સત્યનું જ્ઞાન થઇ શકતું નથી. કર્ત્તવ્ય પાલન બહુધા ક્લેશદાયક પરિશ્રમ સમજવામાં આવે છે; અને, ફરજીયાત કાર્યો, કાંતો ગમે તેમ કરી કરવામાં આવે છે અથવા લાગ આવે તો સમૂળગાં જ મૂકી દેવામાં આવે છે. મનની સ્વાર્થપૂર્ણ દશામાં તથા જીવનનો હેતુ બરાબર ન સમજાયો હોય તેવી દશામાંજ કર્ત્તવ્યને આ દૃષ્ટિથી જોવામાં આવે છે. પોતાના કર્તવ્યનું પવિત્ર દૃષ્ટિથી પાલન કરવું જોઇએ અને 'સ્વાર્થહીનતા તથા પ્રમાણિકતાથી કર્ત્તવ્યપાલન' એજ જીવનનો સર્વ શ્રેષ્ઠ નિયમ હોવો જોઇએ. કર્ત્તવ્યપાલન કરતી વેળા મનુષ્યે પોતાના અંતઃકરણમાંથી સર્વ વ્યકિતગત ભાવો તથા સ્વાર્થપૂર્ણ વિચારોને તિલાંજલિ આપી દેવી જોઇએ; એમ કરવાથી કર્ત્તવ્ય ક્લેશદાયક થવાને બદલે આનન્દનું કારણ થઇ જાય છે. જે મનુષ્ય કર્ત્તવ્ય-

દ્વારા સ્વાર્થમય આનન્દ કિંવા લાભની પ્રતીક્ષા કરતો હોય તેનેજ કર્ત્તવ્ય કષ્ટદાયક જણાય છે. જે મનુષ્ય પોતાના કર્ત્તવ્યની કષ્ટદાયકતાથી ક્લેશિત થઇ રહ્યો હોય તેણે જરાક પોતાની વાસ્તવિક સ્થિતિ પર વિચાર કરવો જોઇએ. એમ કરવાથી તેને માલમ પડશે કે એ શ્રમ કર્ત્તવ્ય કરવાથી થયો નથી કિન્તુ કર્તવ્યપાલનમાંથી છટકી જવાની સ્વાર્થી ઇચ્છાથી થયો છે. જે મનુષ્ય નાના કે મોટા-પોતાના કે સાર્વજનિક—કર્તવ્યનો પરિત્યાગ કરે છે તે સદ્‌ગુણનો પણ ત્યાગ કરે છે; જે પોતાના અંતઃકરણમાં કર્ત્તવ્યથી વિરૂદ્ધ વિચારો કરે છે તે વાસ્તવિકમાં સદ્‌ગુણનો વિરોધી છે એમ સમજવું. જ્યારે કર્ત્તવ્ય કર્મ એક પ્રેમની વસ્તુ થઇ જાય અને જ્યારે દરેક કાર્ય વિશ્વાસ તથા ધૈર્યથી કરવામાં આવે છે, ત્યારે હૃદયની ઘણી ખરી સત્ય સ્વાર્થપરતા દૂર થઇ જાય છે; ત્યારેજ સત્યનાં ઉચ્ચ શિખરોપર પહોંચવા માટે એક મોટી નિસરણી મળી જાય છે. સદાચારી માણુસો પોતાના કર્તવ્યનું પૂર્ણતાથી પાલન કરવા માટે તેમાંજ ધ્યાન આપે છે; બીજાના કામમાં માથું મારતા નથી. પોતે ભૂલથાપ ન ખાય તેની સંભાળ રાખે છે કિન્તુ બીજાની ભૂલો શોધવા મથતા નથી.

તૃતીય પાઠમાં દ્વિતીય સોપાન દૃઢશુદ્ધતા અથવા સત્યતાનો અભ્યાસ છે. આ ગુણ મનુષ્યના મનમાં પૂર્ણ રીતે સ્થિર હોવો જોઇએ અને એજ રીતે જીવનની દરેક ઘટનામાં પ્રવેશ કરવો જોઇએ. સર્વ અપ્રમાણિકતા, ઠગબાજી, ચાલાકી અને કોઇ વાતને બનાવીને કહેવાની ટેવને સદાને માટે દૂર કરી દેવાં જોઇએ અને હૃદયમાં અવિશ્વાસ તથા છલનો અણુમાત્ર પણ હોવો ન જોઇએ. સત્યતાના માર્ગ-

માંથી જરાપણુ વિચલિત થવાથી, સચ્ચરિતતાનો માર્ગ દૂર થઈ જાય છે. ભાષણમાં જરાપણ અસત્યતા તથા અતિશયોક્તિ હોવી ન જોઇએ. કેવળ કપટરહીત અને સાદા શબ્દોમાં જ ભાષણ કરવું ઉચિત છે. ખોટા યશ માટે કિંવા સ્વલાભની આશાથીજ નાના કે કે મોટા છલનો ઉપયોગ કરવો ભ્રમકારક અવસ્થા છે, જેને દૂર કરવા માટે શીઘ્ર પ્રયત્ન કરવો ઘટે છે. સદાચારી મનુષ્યે મનસા, વાચા તથા કર્મણા પ્રમાણિક થવાનો અભ્યાસ કરવોજ બસ નથી કિન્તુ તેણે વાતચીતના પ્રસંગમાં પણ ખરા જ થવું પડશે. અર્થાત યથાર્થ વાતમાં પોતાના તરફથી વધારો ઘટાડો કર્યા વિના, થઇ હશે તેમજ કહેવી પડશે. એ પ્રમાણે પોતાના મનને સત્યતાના સિદ્ધાન્ત અનુસાર બનાવવામાં, સર્વપ્રાણીઓ તથા વસ્તુઓ સાથે ન્યાયપૂર્ણ તથા પક્ષપાત રાહત દૃષ્ટિથી વ્યવહાર કરવા માંડશે તે ન્યાયને નિરન્તર પોતાની સામે રાખશે તથા પોતાના મનના વલણ, પ્રવૃત્તિ તથા પક્ષપાતને દૂર કરી દરેક વાતનો સ્વતંત્રતાથી વિચાર કરશે. જ્યારે સત્યતાનો ગુણ એવી રીતે અભ્યસ્ત તથા પ્રાપ્ત થઈ જાય કે અસત્યતા તથા અવિશ્વાસનો સ્વપ્નમાં પણ વિચાર ન થાય ત્યારે હૃદય અધિક શુદ્ધ અને ઉદાર બની જાય છે. ત્યારેજ આચરણ દૃઢ થાય છે, જ્ઞાનની વૃદ્ધિ થાય છે, જીવનનો બીજો જ અર્થ તથા હેતુ હોય એમ લાગે છે અને તેને નવીન શકિત પ્રાપ્ત થાય છે. એ રીતે દ્વિતીય સોપાન પૂરૂં થાય છે.

તૃતીય સોપાન અનન્ત ક્ષમાનો અભ્યાસ છે. પોતાની હાનિની ભાવનાને મનમાંથી દૂર કરવી એજ ક્ષમા છે. એ ભાવના અહંકાર, સ્વાર્થતા અને અભિમાનથી ઉદ્‌ભવિત થાય છે તથા સ્વાર્થરહિત

વૃત્તિથી દાન તથા ઔદાર્યમય આચરણ શીખવે છે. દ્વેષ, ઇર્ષ્યા, વૈર, અથવા વૈર લેવાની ઇચ્છાદિ એવા અનૌદાર્ય, તુચ્છ તથા મૂર્ખતા ભર્યાં છે કે તેમને વિષે વિચાર કરવો પણ સર્વથા અયોગ્ય છે. જે મનુષ્ય પોતાના મનમાં એવી ભાવનાઓને સ્થાન દે છે, તે મૂર્ખતા તથા રોગથી કદિપણ દૂર થઇ શકતો નથી અથવા પોતાના જીવનને પણ સારી રીતે વ્યતીત કરી શકતો નથી. કેવળ એ ભાવનાઓને દૂર કરવાથીજ તથા તેમનો પ્રભાવ પોતાના ઉપર ન પડવા દેવાથી જ મનુષ્યનાં નેત્રો સત્ય જીવન પ્રત્યે દૃષ્ટિપાત કરી શકે છે. કેવળ ક્ષમાશીલ તથા દાનશીલ પ્રવૃત્તિને વધારવાથી જ, તે સારા નિયમિત જીવનની શક્તિ તથા સૌન્દર્યને પ્રાપ્ત કરવાની તથા સમજવાની આશા કરી શકે છે. અતિદૃઢ સદાચારી મનુષ્યના હૃદયમાં સ્વહાનિની ભાવના પ્રવેશ કરી શકતી નથી; તેણે બદલો વાળવાની સર્વ ઇચ્છાઓ, વૈરની સર્વ ભાવનાઓ દૂર કરી દીધી હોવાથી તેનો કોઇ શત્રુ નથી. છતાં પણ જો કોઇ બલાત્કારથી તેનાં શત્રુ બનશે તો તેમની મૂર્ખતાને સારી પેઠે સમજી, તેને માટે ઉચિત પ્રબંધ કરી, તેઓ સાથે પણ દયાળુતાથી વર્તશે. જ્યારે હૃદય આ દશા પર્યન્ત પહોંચી જાય છે ત્યારે મનુષ્યના આત્મજ્ઞાનનું તૃતીય સોપાન સમાપ્ત થાય છે. સચ્ચરિત્રતા તથા જ્ઞાનનું ત્રીજું પગથિયું ત્યારેજ જોયું કહેવાય છે.

એ રીતે ઉચિત જ્ઞાન તથા ઉચિત કાર્યનાં પ્રથમ દશ સોપાનો અને ત્રણ પાઠોનો અત્રે ઉલ્લેખ કરી, જે વાંચકો તેમને પ્રાપ્ત કરવા માટે તત્પર છે તેમને માટે મૂકી દઇએ છીએ. તેઓ પોતાના દૈનિક જીવનમાં તેમને શીખશે તથા સમજશે. નિસ્સન્દેહ આનન્દ અને જ્ઞાનની સર્વોત્તમ અવસ્થાનો અનુભવ કરવા પૂર્વે, તેમને પ્રાપ્ત કરવા

તથા સમજવા માટે ઉચ્ચતર શારીરિક નિયમ, અને દૂર સુધી પહોંચવા વાળા જિહ્વાના નિયમ, તથા વળી વિશેષ સર્વાંગમય સદ્ગુણોની આવશ્યકતા પડે છે; કિન્તુ અહીં તેમનું વર્ણન કરવાનો અમારો ઉદ્દેશ નથી. અમે કેવળ ઉચ્ચમાર્ગના પ્રાથમિક તથા અત્યન્ત સરળ ઉપદેશોનો અહીં ઉલ્લેખ કર્યો છે, કે જેમના પર અધિકાર પ્રાપ્ત થતાં પાઠકો એટલા શુદ્ધ, નિશ્ચલ, અને જ્ઞાનમય બની જશે કે તેમની ભાવિ ઉન્નતિ અંધકારમાં રહેશે નહિ. જેમણે એ ત્રણ પાઠોનું ધ્યાનથી અધ્યયન કર્યું હશે તેમણે સત્યનાં શિખરો તથા તેમણે પહોંચવાનો ઢાળ પડતો તથા સાંકડો માર્ગ અવશ્ય જોઇ લીધો હશે, અને હવે તેઓ પોતે વિચાર કરી શકશે કે તેઓ આગળ વધશે કે નહિ.

અમે વર્ણવેલા સત્યના માર્ગનું સૌ અનુસરણ તથા અનુકરણ કરી શકે છે અને તેથી તેઓ પોતાનું તથા સંસારનું કલ્યાણ પણ કરી શકે છે. જેઓ સત્ય સુધી પહોંચવાની ઉચ્ચાભિલાષા રાખતા નથી તેઓ પણ આ માર્ગમાં પૂર્ણતા પ્રાપ્ત કરવાના પ્રયત્નથી ઉચ્ચતર માનસિક તથા નૈતિક બળ, ઉત્તમ વિવેક તથા મનની સમ્પૂર્ણ શાન્તિની પુષ્ટિ કરી શકશે. અંતઃકરણના આ પરિવર્તનથી તેમની સાંસારિક પ્રવૃત્તિયોમાં જરાપણ વિઘ્ન થશે નહિ. એટલુંજ નહિ કિન્તુ તેમની એ ઉન્નતિ અધિક સત્ય, શુદ્ધ તથા પૂર્વ કરતાં અધિક સમય પર્યન્ત રહેનારી થશે. આનું કારણ એ છે કે યદિ કોઇ સફળ થવા તથા ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય છે તો, તે, તે મનુષ્ય છે કે, જેણે તુચ્છ દુર્ગુણો તથા કુવાસનાઓનો પરિત્યાગ કર્યો છે, જે પોતાના શરીર તથા મનપર દ્રઢતાથી શાસન કરી શકે છે અને જે દ્રઢવ્રતથી અચલ શુદ્ધતા તથા નિર્મલ સચ્ચરિત્રતાનું અવલમ્બન કરે છે.

# માનસિક ભાવનાઓ અને તેમના પ્રભાવ.

ઉચ્ચ સોપાનો તથા ઉચિત જીવનની ઉચ્ચતર શિક્ષાઓ વિષે વિસ્તારથી ઉલ્લેખ કર્યા વિના, (જે કાર્ય આ લઘુ પુસ્તકની સીમા બહારનું છે) જે ભાવનાઓમાંથી સમ્પૂર્ણ જીવનનો વિકાસ થાય છે તે કેટલીક માનસિક ભાવનાઓનો વિચાર તથા વર્ણન કરવામાં આવશે. જે મનુષ્યો મન અને અંતઃકરણના આન્તરિક પ્રદેશમાં—કે જ્યાં પ્રેમ, જ્ઞાન અને શાન્તિ તેમની પ્રતીક્ષા કરે છે—પ્રવાસ કરવા ઇચ્છે છે તેમને બહુ લાભદાયક થઇ પડશે.

સંસારનાં સર્વ પાપો કેવળ અજ્ઞાન છે. એ અન્ધકાર તથા અવિકાસની અવસ્થા છે. મૂર્ખ વિદ્યાર્થીની વિદ્યામન્દિરમાં જે દશા થાય છે તેજ દશા અનુચિત વિચાર તથા અનુચિત કાર્ય કરનારા મનુષ્યોની જીવનરૂપી નાટયશાળામાં થાય છે. ઉચિત રીતે એટલે નિયમપૂર્વક વિચાર તથા કાર્ય કેવી રીતે થાય છે તે હજી તેમને વિચારવાનું છે. જે વિદ્યાર્થી પોતાના પાઠો બરાબર નથી શીખતો તે કદિ સુખી થઈ શકશે નહિ અને જ્યાં સુધી પાપનું દમન નહિ થશે ત્યાં સુધી આનન્દ કદિ પણ પ્રાપ્ત થઇ શકશે નહિ.

જીવન, શિક્ષાઓની એક શ્રેણી છે. કોઇ તે શિક્ષાઓ શિખવાનો પ્રયત્ન કરે છે; કોઇ અસાવધાન રહે છે. પ્રથમ પ્રકારના લોકો પવિત્ર, જ્ઞાની તથા સર્વ રીતે આનન્દિત રહે છે; બીજા પ્રકારના લોકો અશુદ્ધ, અજ્ઞાની તથા આનન્દરહિત રહે છે.

પ્રત્યેક પ્રકારનું દુઃખ મનની દુષ્ટભાવનાઓમાંથી ઉત્પન્ન થાય છે. પ્રત્યેક પ્રકારનું સુખ મનની ઉચિત ભાવનાઓમાંથી ઉદ્ભવે છે. સુખ એ માનસિક સંગઠન છે અને દુઃખ માનસિક અસં-

ગઠન છે. જ્યાંસુધી કોઇ મનુષ્ય મનની અનુચિત ભાવનાઓમાં નિવાસ કરશે, ત્યાંસુધી તે અનુચિત જીવન વ્યતીત કરશે અને નિરન્તર કલેશ પામશે. ભૂલ કરવી એજ શોકનું મૂળ છે. જ્ઞાનમાંજ આનન્દની ઉત્પત્તિ છે. અજ્ઞાન, મોહ, અને આત્મ–ભ્રમનો નાશ કરવામાંજ મનુષ્યની મુક્તિ છે. જ્યાં મનની અનુચિત ભાવનાઓ છે, ત્યાં બંધન તથા અશાન્તિ છે; જ્યાં તેની ઉચિત ભાવનાઓ છે, ત્યાં સ્વતંત્રતા તથા શાન્તિ છે.

કેટલીક અતિ અનુચિત મુખ્ય માનસિક ભાવનાઓ તથા જીવન પર તેમના શોકજનક પ્રભાવનું વર્ણન કરવામાં આવે છેઃ—

| | અનુચિત માનસિક ભાવનાઓ. | તેમના પ્રભાવ. |
|---|---|---|
| ૧ | તિરસ્કાર | હાનિ, ઉત્પાત, અમંગલ અને કષ્ટ. |
| ૨ | કામાગ્નિ | બુદ્ધિભ્રષ્ટતા, સન્તાપ, લજ્જા અને વિપત્તિ. |
| ૩ | લોભ | ભય, અશાન્તિ, દુઃખ અને હાનિ. |
| ૪ | અભિમાન | નિરાશા, ચીઢ, આત્મજ્ઞાનની ન્યૂનતા. |
| ૫ | અહંકાર | સંકટ અને આત્મ કલેશ. |
| ૬ | દોષારોપણ | બીજાઓથી પજવાવું તથા ધિક્કારાવું |
| ૭ | કુવાસના | નિષ્ફળતા અને કષ્ટ. |
| ૮ | સ્વાર્થપરતા | સન્તાપ, ન્યાય બુદ્ધિનો અભાવ, મોટી ભૂલ, રોગ તથા અસાવચેતી. |
| ૯ | ક્રોધ | શક્તિ તથા પ્રભાવનો નાશ. |
| ૧૦ | ઇચ્છા અથવા આત્મદાસત્વ. | અતિશોક, મૂર્ખતા, દુઃખ, અનિશ્ચિતતા અને એકાકિતા. |

ઉપર જણાવેલી મનની અનુચિત ભાવનાઓ કેવળ અસ્વીકાર માત્ર છે. તે કેવળ અન્ધકાર અને ન્યૂનતાની દશાઓ છે, તે કોઇ વિશેષ શકિતથી ઉત્પન્ન થતી નથી. બુરાઈ એ કોઇ શકિત નથી. **એ કેવળ ભલાઇનું અજ્ઞાન તથા અનુચિત વ્યવહાર છે.** જે મનુષ્ય પ્રેમનો પાઠ શીખવામાં અ સમર્થ થયો છે તેજ ઘૃણા કરે છે અને તેથી કલેશ પણ તેજ પામે છે. જ્યારે તે તેને ઉચિત રીતથી કરવામાં અસમર્થ થાય છે ત્યારે તિરસ્કાર તેનાથી સ્વયં દૂર થાય છે અને ત્યારેજ તે તેના અન્ધકાર તથા અજ્ઞાનને સમજી શકે છે. પ્રત્યેક અનુચિત વાસનાની એજ સ્થિતિ છે.

હવે કેટલીક અતિ ઉત્તમ તથા ઉચિત માનસિક ભાવનાઓ તથા જીવન પર તેમના લાભકારી પ્રભાવોનું વર્ણન આપવામાં આવે છે :—

| | ઉચિત માનસિક ભાવનાઓ. | તેમના પ્રભાવ. |
|---|---|---|
| ૧ | પ્રેમ | નમ્ર ભાવનાઓ, આનન્દ અને સુખ. |
| ૨ | પાવત્રતા | બુદ્ધિની નિર્મળતા, પ્રસન્નતા અને અચલ શ્રદ્ધા. |
| ૩ | નિઃસ્વાર્થતા | સાહસ, સંતોષ, સુખ તથા બાહુલ્ય |
| ૪ | નમ્રતા | શાન્તિ, વિશ્રાન્તિ અને સત્યનું જ્ઞાન. |
| ૫ | વિનય | સમ તુલ્યતા અને સર્વ દશામાં સંતોષ. |
| ૬ | અનુકમ્પા | રક્ષણ, બીજાઓ પાસેથી પ્રેમ અને આદર. |
| ૭ | સદ્ભાવના | આનન્દ અને સફળતા. |

| | | |
|---|---|---|
| ૮ | આત્મ-સંયમ | મનની શાન્તિ, પૂર્ણ વિવેકિતા, સંસ્કારિતા, આરોગ્યતા અને આદર. |
| ૯ | ધૈર્ય | માનસિક-બળ અને દૂર લગી પહોંચનાર પ્રભાવ. |
| ૧૦ | આત્મ-વિજય | જ્ઞાન, બુદ્ધિ, સૂક્ષ્મ દૃષ્ટિ અને પૂર્ણ શાન્તિ. |

ઉપરોક્ત માનસિક ભાવનાઓ વિશેષ શકિતપ્રકાશ, આનન્દ પ્રાપ્તિ અને જ્ઞાનની છે. સજ્જનોને **જ્ઞાન** છે. એ ભાવનાવાળા મનુષ્યે પોતાના પાઠો સારી પેઠે તૈયાર કર્યા છે અને જીવનને સહાય ભૂત ભાગોનું જ્ઞાન મેળવી લીધું છે. તે જ્ઞાની છે અને યોગ્યાયોગ્ય જાણે છે. તે જે કાર્યને આત્મિક-દૃષ્ટિથી ઉચિત સમજે છે તેજ કરે છે અને તેથી તે અત્યન્ત સુખી છે. જે મનુષ્ય મનની અનુચિત વાસનાઓથી ગ્રસિત છે તે અજ્ઞાની છે. તેને સારાસારના વિવેક કિંવા જીવનને બનાવનાર આન્તર કારણોનું જ્ઞાન નથી. તે દુઃખી છે અને એમ સમજે છે કે બીજા મનુષ્યો તેના દુઃખનુ કારણ છે. તે આંધળાઓની પેઠે કાર્ય કરે છે અને અન્ધકારમાં રહે છે. તે પોતાના અસ્તિત્વમાં કોઇ પણ વિશેષ ઉદ્દેશ અને જીવન ઘટનાઓમાં કોઇ નિયમબદ્ધ ક્રમપૂર્વક કાર્ય જોતા નથી.

જે મનુષ્ય પૂર્ણ રીતે ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે-જે કોઇ પણ વિઘ્ન વિના વસ્તુઓનો ક્રમ તથા જીવનના અર્થને જોવા તથા શીખવા ચાહે છે-તેણે હૃદયની સર્વ કુવાસનાઓનો પરિત્યાગ કરી, સત્કર્મના અભ્યાસમાં નિરન્તર અધ્યવસાયથી

કાર્ય કરવું ઘટે છે. જ્યારે તે ક્લેશમાં, સંશયમાં કિંવા દુઃખમાં હોય ત્યારે તેણે પોતાના અંતઃકરણને તપાસવું જોઇએ. એમ કરવાથી—આત્મ—નિરીક્ષણ કરવાથી—તેને એ દશાનું કારણ વિદિત થઇ જશે અને તેને તે દૂર પણ કરી શકશે. તેણે પોતાના હૃદયનું એવું રક્ષણ કરવું જોઇએ તથા તેને એવું પવિત્ર રાખવું જોઇએ કે જેથી ઉત્તરોત્તર અનુચિત ઓછાં અને ઉચિત કાર્ય વિશેષ કરી શકાય.

એ રીતે તે પ્રતિદિન અધિક અધિક શકિતમાન ઉદાર અને બુદ્ધિમાન થતો જશે; એ રીતે તેના આનન્દની વૃદ્ધિ થતી રહેશે. અને અંતે, સત્યની જ્યોતિ પ્રતિદિન અધિકાધિક પ્રકાશ પામી, તેના અન્ધકારને દૂર કરી, તેના માર્ગને પ્રકાશમય બનાવી દેશે.



# ઉપદેશ.

હે સત્યના શિષ્યો, સદ્‌ગુણના પ્રેમીજનો, બુદ્ધિના શોધકો ! તમે પણ જો સાંસારિક જીવનની નિ:સારતાને જાણી, તેથી શોકાકુલ થયા હો અને અને અત્યન્ત સુન્દર તથા આનન્દિત જીવનની લાલસા રાખતા હો તો તમને પોતાને તમારે આધીન કરો, નિયમના દ્વારમાં પ્રવેશ કરો અને .ઉચ્ચતર જીવનને જાણો.

આત્મ–ભ્રમ દૂર કરો, તમે જેવા છો તેવાજ પોતાને સમજો, અને સદ્‌ગુણનો માર્ગ જેવો છે તેવોજ જુઓ. સત્યને પહોંચવા માટે કોઇ આલસ્ય પૂર્ણ માર્ગ નથી. જે મનુષ્ય પર્વતના:શિખરપર ચઢવા ઇચ્છતો હોય તેણે ચપળતાથી ચઢવું જોઇએ. જો કે પરવતપર ચઢવું. શિખરપરના ભાગપર બેસવા કરતાં કંઇક ન્યૂન મહત્વવાળું છે, તથાપિ તે પ્રશંસનીય છે. નિયમ સ્વયં સુન્દર છે અને તેનું અંતિમ પરિ-પરિણામ બહુ મધુર છે.

પ્રાત:કાળે ઉઠો અને ખૂબ વિચાર કરો. દરરોજ આત્મ–સંયમથી પરાજિત કરેલા શરીર અને ભૂલ તથા દુર્બલતાથી સુરક્ષિત મનથી આરંભ કરવો જોઇએ. બરાબર લડત ચલાવ્યા વિના લોભ દૂર કરી શકાતો નથી. શાન્તિના સમયમાં મન સુદઢ તથા સુસજ્જિત અવશ્ય કરવું જોઇએ. તેને જ્ઞાન પ્રાપ્ત કરવાની, સમજવાની તથા જાણવાની શિક્ષા દેવી જોઇએ. જ્યારે ઉચિત બુદ્ધિનો પૂર્ણ વિકાસ થઇ જાય છે ત્યારે પાપ તથા લોભ સ્વયં દૂર થઈ જાય છે.

યોગ્ય સમજશકિત શક્તિપૂર્વક નિયમબદ્ધ રહેવાથી પ્રાપ્ત થાય છે. સત્ય સુધી પહોંચવા માટે નિયમબદ્ધ થવા જેવો એકે માર્ગ નથી. પ્રયત્ન અને અભ્યાસથી ધૈર્યની વૃદ્ધિ થશે અને ધૈર્યથી નિયમો રૂચિર જણાશે.

ધૈર્યરહિત અને પોતાના પરપ્રેમ કરનાર મનુષ્ય માટે નિયમ અતિ કઠિન છે, તે તેનો પરિત્યાગ કરે છે અને ઉત્તરોત્તર સ્વચ્છન્દ તથા પ્રમાદી બનતો જાય છે.

સત્યથી પ્રેમ કરનાર માટે નિયમ કઠિન કાર્ય નથી અને જે ધૈર્ય રાખી શકે છે, કાર્ય કરી શકે છે તથા વિજય પ્રાપ્ત કરી શકે છે તથા વિજય પ્રાપ્ત કરી શકે છે તેને અત્યન્ત ધીરજ મળશે. જેમ એક માળી પોતાના ઉદ્યાનમાં પ્રતિદિન અનેક સૌરભ તથા સૌન્દર્ય પૂર્ણ કુસુમો ખિલતા જોઇ આનન્દિત થાય છે; તેજ પ્રમાણે, મનુષ્યરૂપ માળી પોતાના દેહોપવનમાં શુદ્ધતા, બુદ્ધિ, કારૂણ્ય અને પ્રેમ રૂપી દિવ્ય પુષ્પોનો વિકાસ થતો જોઇ પ્રસન્ન થાય છે.

અસાવચેતીથી રહેનાર મનુષ્ય શોક તથા દુઃખથી કદિ પણ મુક્ત રહી શકતો નથી. કુત્સિત વાસનાઓના આક્રમણથી અનિયમશીલ મન દુર્બલ અને સહાયહીન થઈ આધીન થઇ જાય છે.

તેથી હે સત્ય-પ્રેમીઓ! પોત પોતાનાં મનોને પૂર્ણ રીતિથી સુસજ્જિત કરી લો. સારી પેઠે વિચાર તથા કાર્ય કરનાર બનો; દઢપ્રતિજ્ઞાવાળા થાઓ. તમારી મુક્તિ-તમારો ઉદ્ધાર-તમારો અભ્યુદય-તમારી ઉન્નતિ સમીપજ છે; કેવળ તૈયારી તથા પ્રયત્ન કરવાની આવશ્યકતા છે. યદિ તમે દસવાર નિષ્ફળ થાઓ તો પણ નિરાશ ન થાઓ; યદિ સેંકડોવાર અસફળ હો તો પણ ઉઠો અને કાર્યની પાછળ મંડયા રહો. યદિ તમે ઉચિત માર્ગનું અવલમ્બન કર્યું છે તો તેનો પરિત્યાગ ન કરો; સફળતા અવશ્ય પ્રાપ્ત થશે.

પ્રથમ યુદ્ધ અને પછી વિજય. પ્રથમ પરિશ્રમ અને પછી વિશ્રામ. પ્રથમ દુર્બળતા અને પછી સબળતા. આરંભમાં સાધારણ જીવન તથા યુદ્ધની અશાન્તિ તથા શસ્ત્રોનો ઝળઝળાટ અને ખણખણાટ અને અંતમાં સૌન્દર્યમય જીવન, વિશ્રામ અને શાન્તિ.

# શાન્તિ.



મનની શાન્તિજ જ્ઞાનનું સુન્દર આભૂષણ છે. મનને દીર્ઘ સમય પર્યન્ત દૃઢતાથી વશ રાખવાથી એ પરિણામ આવે છે. કોઇ પણ મનુષ્યમાં શાન્તિનું અસ્તિત્વ હોવું એ તેના પૂર્ણ અનુભવ તથા વિચાર નિયમના ઉપયોગ તથા અધિકાર વિષયમાં વિશેષમાં વિશેષ માહિતીનું ચિન્હ છે.

"શાન્તિનો અર્થ એ છે કે મનના પ્રત્યેક ભાગે એકત્વ પ્રાપ્ત કર્યું છે, અંતઃકરણની ભિન્ન ભિન્ન વૃત્તિયોના સૂર પરસ્પર એકલય થઇ ગયા છે. ભિન્ન ભિન્ન મનોવૃત્તિયો જે પ્રથમ વિપરીત દિશા પ્રત્યે પ્રયાણ કરી રહી હતી, તે હવે એક થઇ, એકજ મહાન્ ઉદ્દેશ પૂર્તિની દિશામાં પ્રયાણ તથા પરિશ્રમ કરી રહી છે.

જ્યાં સુધી મનુષ્યો પૂર્ણ શાન્ત થતાં નથી ત્યાં સુધી તેઓ પૂર્ણ વિજયી પણ થઇ શકતાં નથી.

જ્યાં શાન્ત મન છે ત્યાં બલ તથા વિશ્રામ છે; ત્યાં પ્રેમ તથા જ્ઞાન છે; અને જેણે પોતાની સાથેજ સહસ્રો યુદ્ધ કર્યાં છે તથા અનવરત ઉદ્યોગથી નિર્બલતાઓને દૂર કરી વિજય-માલા પ્રાપ્ત કરી છે ત્યાંજ શાન્તિ છે."

જે મનુષ્ય એ વાતની જેટલી અત્યાવશ્યકતા સમજે છે અને પોતે તેજ વિચારની ઉત્પન્ન કરેલી સૃષ્ટિ છે એમ જાણે છે તેટલોજ તે શાન્તચિત્ત થાય છે. એ વાત તેને એમ સમજાવે છે કે બીજા લોકો પણ વિચારનાંજ પરિણામ છે. અર્થાત્ માનવજાતિ માત્રની

સ્થિતિ તેમના વિચાર પ્રમાણે છે. જે દેશની પ્રજાના વિચારો વિલાસ વૈભવ ભોગવવાના તથા લીલાથી પીળા અને પીળાથી શ્વેત કે રક્ત રંગની રેશમી કે મખમલની પર્યંક શય્યાઓમાં આલોટવાના હોય તે પ્રજા–તે દેશ–પરતંત્ર હોય એમાં આશ્ચર્ય શું છે? જેમ જેમ તે મનુષ્યની સમજણ વધતી જાય છે અને પ્રત્યેક વસ્તુને વધારે સૂક્ષ્મ દૃષ્ટિથી જુએ છે તેમ તેમ તે મિથ્યાવાક્‌વ્યવહાર બંધ કરે છે; અને વ્યાકુલતા તથા ચિંતા કરતો નથી. તે ઉત્તરોત્તર દૃઢ, ગંભીર પ્રકૃતિવાળો તથા શાન્તચિત્ત બનતો જાય છે.

શાન્ત સ્વભાવવાળો મનુષ્ય આત્મઅધિકાર જાણતો હોવાથી પોતે બીજાઓની સેવા કેમ કરી શકશે તે જાણે છે. લોકો તેની સેવાના બદલામાં તેની આત્મિકશક્તિનું સન્માન કરે છે. તેમને તેનાપર વિશ્વાસ મૂકવાની તથા તેની પાસેથી કંઇક શીખવાની આવશ્યકતા જણાય છે. મનુષ્ય જેટલો વધારે શાન્ત ચિત્ત થતો જાય છે તેટલો જ તે વિજયી તથા પ્રભાવશાળી થતો જાય છે અને તેની પ્રમાણિકતાની શક્તિ વધતી જાય છે. સાધારણ વ્યાપારી પણ જ્યારે પોતાને વશમાં રાખતાં તથા દૃઢ નિશ્ચયી બનતા શીખે છે, ત્યારે તેના વ્યવસાયમાં તરતજ ઉન્નતિના ચિન્હો જુએ છે; કારણ કે, લોકો એવા સાથેજ વ્યવહાર કરવો પસંદ કરે છે.

દૃઢ તથા શાન્તચિત્તવાળા મનુષ્યનું સૌ સન્માન કરે છે અને દરેક મનુષ્ય તેને ચાહે છે. તે મરુસ્થળમાં છાયાવાળા વૃક્ષ સમાન છે; પ્રબલ વાયુના સમયમાં મહાન પર્વત સમાન છે; સરિતા કે સાગરમાં ડૂબતા મનુષ્યને માટે નૌકારૂપ છે. શાન્તચિત્તવાળા સાથે પ્રેમ ભાવ કરવા ન ઇચ્છતો હોય એવો નર વિરલજ હશે. જે લોકોએ એ લાભ મેળવ્યાછે તેઓ વર્ષાદ વર્ષે છે, તાપ પડેછે વા નવીન પરિવર્તનો

થઇ રહ્યાં છે એ વાતપર જરાપણ લક્ષ આપતા નથી. કારણ કે તેઓ સદા પ્રેમ શાન્તિ તથા આનન્દમાં હોય છે. મનુષ્યનો સ્વભાવ ત્રાજવા જેવો અર્થાત્ દરેક સ્થિતિમાં મધ્યસ્થ થવો તેને શાન્તિ કહે છે. કારણ કે શાન્તિ ઇષ્ટ છે કિન્તુ ક્રિયારહિત—જડ શાન્તિ ઇષ્ટ નથી. એ શુભ શાન્તિજ મનુષ્ય—શિક્ષાનો અંતિમ પાઠ છે.

**શાન્તિ**—ચિત્તની આન્તરિક શાન્તિને માટેજ સંસારમાં સર્વ ઉપાયો યોજવામાં આવ્યા છે—આવે છે. વિદ્યા, જ્ઞાન, દ્રવ્ય, અધિકાર એ સર્વ મનુષ્યની શાન્તિ અર્થેજ છે. જેણે ચિત્તની શાંતિ મેળવી લીધી છે તેને માટે આ સૃષ્ટિમાં કોઇ કાર્ય અવશિષ્ટ રહ્યું નથી.

જેને જીવનનું પ્રફુલ્લિત થવું અને આત્માનું ફળીભૂત થવું કહે છે તે એજ છે. એ જ્ઞાન સમાન અમૂલ્ય વસ્તુ છે અને સુવર્ણથી તો શું કિન્તુ રત્ન કરતાં પણ વધારે પ્રયાસ એ શાન્તિને પ્રાપ્ત કરવા માટે કરવામાં આવે છે. કેવલ દ્રવ્યોપાર્જન કરવાની ઇચ્છા રાખવી શાન્તિમય જીવનની આગળ કેટલી તુચ્છ જણાય છે? એક કવિએ સત્યજ કહ્યું છે કે—

संतोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानां इतश्चेतश्च धावताम् ॥

શાન્ત જીવન તે છે કે જે સત્યતાના સમુદ્રની લ્હેરો નીચે એટલું અગાધ છે કે જ્યાં સંસારના કોઇપણ પ્રકારના તોફાનની અસર થતી નથી. એજ સ્થાન અનાદિ તથા પરમ આનન્દનું કેન્દ્ર છે. એજ દશા સત્ચિત્ આનંદનો અનુભવ કરાવે છે; અને ટુંકમાં, એજ દશા પરમ પિતાના પવિત્ર ચરણકમલોનાં દર્શન કરાવે છે!

પૂર્વે યોગીજનો એ દશા પામવાને અર્થેજ સંસારની ઉપાધિઓનો ત્યાગ કરી અરણ્યનિવાસ કરતા હતા. એજ પ્રભુરશ્મિ શાન્તિને અર્થેજ તત્વજ્ઞાનીઓ અહોરાત્ર મથન કરતા હતા.

અત્ર એક પ્રશ્ન થાય છે કે શું મનુષ્યોની મોટી સંખ્યા પોતાના મનને વશ ન રાખવાથી પોતાના જીવનની નાશક થઇ છે? અને તેમણે પોતેજ પોતાના આનન્દનો અંત આણ્યો છે? હા. ત્રાજવાની પેઠે સર્વ દશામાં સમાન જીવન વ્યતીત કરનાર અને મન, વાણી તથા કર્મથી શુદ્ધ રહેનાર મહાત્માજનો આધુનિક યુગમાં બહુજ થોડા દૃષ્ટિ ભૂત થાય છે. શુદ્ધાચરણ એ નિર્મલ પ્રકૃતિનો સ્વાભાવિક ગુણ છે. અને શુદ્ધાચરણી મહાત્માઓની પાછળ શાન્તિ તેમની છાયાની પેઠે અનુસરે છે.

એમાં સન્દેહ નથી કે સાધારણ પ્રકૃતિના મનુષ્યો જે વાતને પોતાના અધિકારમાં લાવી શકયા હોય તેના અધિક પ્રબળ વેગથી તેઓ ઘણી વખત પોતાને ભૂલી જાય છે. એ શોકથી તેઓ ક્રોધાતુર થઇ જાય છે અને જ્યાંસુધી તેમનો સંશય દૂર કરવામાં ન આવે ત્યાં સુધી તેઓ વ્યાકુલ થઇને બબડયા કરે છે. પરન્તુ કેવલ બુદ્ધિમાન પુરૂષો, (કે જેમણે પોતાના વિચારોને શુદ્ધ કરી તેમના પર અધિકાર મેળવ્યો છે)—જીવાત્માના વંટોળીયાને તથા તોફાનોને આજ્ઞાધીન બનાવી શકે છે અને તેમના પર પોતાનો અધિકાર જમાવી શકે છે.

હે અશાન્ત પ્રાણીઓ! તમે ગમે ત્યાં હો—તમારૂં જીવન ગમે તેવી સ્થિતિમાં પણ વ્યતીત કરતો હો—પણ એ વાત જાણી લેજો

કે, જીવનના અપાર સમુદ્રમાં સૌભાગ્ય તથા ઇશ્વરીય અનુગ્રહના દ્વિપો સ્મિતહાસ્ય કરી રહ્યા છે. તમારી ભાવનાસિદ્ધિનો તેજસ્વી તટ તમારા આગમનની માર્ગપ્રતીક્ષા કરે છે—રાહ જુએ છે, તમારા વિચારરૂપ નૌકાના સુકાનને દૃઢતાથી ધારણ કરો. તમારા જીવાત્માની ત્રણ સઢવાળી નૌકાઓમાં, તે નૌકાઓનો સૌથી મોટો નૌકાપતિ આરામ કરી રહ્યો છે. તે કેવલ નિદ્રસ્થ છે; તેને જગાડી લો. તેની સહાયતાથી જીવન સમુદ્ર નિર્વિધ્ને પાર કરી લો.

**આત્મ—અધિકાર શક્તિ છે, પવિત્ર વિચાર** અધિકાર છે અને **શાન્તિ** પરમ સામર્થ્ય છે. તમારા ચિત્તને કહો કે હે ચંચલ ચિત્ત ! શાન્ત થા ! શાન્ત થા ! શાન્ત થા !!

**ॐ शान्तिः शान्तिः शान्तिः**



